


ડુંગરાભીલોનાં સાંસ્કૃતિક દસ્તાવેજના
વારસાને પેઢી દર પેઢી સતત આગળ લઈ
ચાલનાર સમાજને અર્પણ...




# પ્રસ્તાવના

સંશોધન કાર્ય માટે છેલ્લા દશ વર્ષથી ગુજરાતની બધી આદિવાસી જાતિઓ સાથે અમારો સંપર્ક રહ્યો છે. કેટલાક દિવસો સુધી અલગ-અલગ વિસ્તારોમાં આદિવાસી જાતિઓમાં રહેવાના અનેક પ્રસંગે મળતા રહ્યા છે. ક્ષેત્ર કાર્ય, તૂર મેળા, લીલો વિકાસ પ્રવાસ વગેરેમાં જોડાતાં અમને અનેક આદિવાસી સમાજોનો પરિચય થયો. ગુજરાતની બધી આદિવાસી જાતિમાં અમને વધુમાં વધુ આકર્ષણ ડુંગરાભીલ સમાજ તરફ રહ્યો છે. ગુજરાતની અન્ય જાતિઓ કરતા ખૂબ જ ઊંડાણવાળા નસવાડી-કવાંટના ડુંગરાળ વિસ્તારમાં વસતાં ડુંગરાભીલો આદિમ અવસ્થામાં જીવન જીવે છે. ગરીબીમાં જીવન જીવતા આ ડુંગરાભીલોમાં તેમની મૂળ સંસ્કૃતિ અન્ય જાતિઓના પ્રમાણમાં વધુ સચવાઈ રહી છે. અન્ય સમાજ સાથેના નહીંવત્ સંપર્કનાં કારણે પરંપરાગત જીવનનાં માળખામાં સામાજિક સંગઠન ધરાવતાં ડુંગરાભીલો પ્રથમ દૃષ્ટિએ જ કોઈપણ વ્યકિતને આકર્ષિત કરે છે. તેમનાં જીવનની સરળતા આપણને તેમનાં તરફ હૃદયથી ખેંચે છે. જેનાં પરિણામે ડુંગરાભીલ સમાજનાં અભ્યાસને અમે અગ્રિમતા આપી. તેનાં સમાજ, ભાષા, સંગીતવાદ્ય, નાટ્યવેશ અને સાહિત્યનો અભ્યાસ કરવાનું

વિચાર્યું.

આદિવાસી અકાદમી તેજગઢના સ્થાપક ડૉ. ગણેશ દેવી સાહેબ, સુરેખાબેન દેવી અને પ્રો. કાનજી પટેલનાં માર્ગદર્શકની પ્રેરણા મળતા ડુંગરાભીલ જાતિનો અભ્યાસ કરવાનું અમે નક્કી કર્યું. ક્ષેત્રકાર્યનાં ગામોમાં ઊંડાણનાં ડુંગરાભીલો વસવાટ ધરાવતા પટ્ટામાંથી પસંદ કર્યાં. માર્ગદર્શકશ્રીઓ વારંવાર આવીને માહિતી પુરી પાડતા. તેમની હુંફ અને પ્રેરણા ન હોત તો અમારાથી આ અભ્યાસ થઈ શકયો ન હોત. તેમનું મિત્રપ્રેમ અને નિષ્ઠાવાન શિક્ષકની કડક હઠથી આ કામ શરૂ થયું અને અંત સુધી પહોંચ્યું. એ આખા સમય ગાળામાં એમને માર્ગદર્શન આપી આ માનવશાસ્ત્રીય અભ્યાસ સ્વરૂપને ઘડવામાં અને તેમાં પ્રાણ પુરવામાં એમનો ઘણો મોટો ફાળો છે.

ક્ષેત્રના ડુંગરાભીલ આગેવાનો તથા બીજા ભાષા સંશોધન પ્રકાશન દ્વારા ચાલતા શિક્ષણકાર્યમાં નસવાડી-કવાંટમાંથી જોડાયેલાં અમારાં ખાસ યુવા મિત્રો સાથે રાખી, અમને તેમણે એક કુટુંબી તરીકે ગણી માહિતી આપી છે. અમને તેમના સમગ્ર જીવનમાં સહભાગી બનાવ્યાં છે. તે બદલ તેમનો ખૂબ આભાર વ્યકત કરીએ છીએ.

ક્ષેત્રકાર્યમાં અને માનવશાસ્ત્રીય અભ્યાસનાં કાર્યમાં અમને મદદ કરનાર શ્રી ડુંગરાભીલ શીતલાભાઈ ઉતરાણીયાભાઈ, ડું.ભીલ શનીયાભાઈ ગણીયાભાઈ, ડું.ભીલ ટેમભાઈ જેમલભાઈ,

ટંકરીયાભાઈ નાયકાભાઈ, ડું.ભીલ શંકરભાઈ મોવાસીયાભાઈનો હું હૃદય પૂર્વક આભાર માનું છું. આ અભ્યાસને સારો બનાવવા ડું.ભીલ હિરાભાઈ ડી, ડું.ભીલ કનુભાઈ દુલજીભાઈ, ડું. ભીલ સોમાભાઈ ગોવાળભાઈ, ડું. ભીલ ચવદીયાભાઈ અમને ખૂબ જ મદદ કરી છે. તેઓએ કોઈપણ સમયે પ્રેમપૂર્વક, નિઃસંકોચેપણે મદદ કરી છે. તેમના અમે ઋણી છીએ. આ અભ્યાસકાર્યમાં અન્ય નામી-અનામી પરોક્ષ કે પ્રત્યક્ષ મદદ કરી છે. તે સર્વેનો આભાર વ્યકત કરવાની તક લઈએ છીએ.

નારણ રાઠવા, સંજય રાઠવા
આદિવાસી અકાદમી,
તેજગઢ.

# અનુક્રમ

### સમાજનું નામ

ભીલ, ડુંગરાભીલ, ડુંગરિયા, ડુંગરા વગેરે નામોથી ઓળખાય છે.

ડુંગરાભીલ સમાજ આદિકાળથી રહેલો સમાજ છે. વર્ષોથી સાતપૂડાના ઊંચા ડુંગરો પર રહે છે. તેથી તળેટીનાં ભીલો તેમને પ્રદેશવિશેષની ખાસિયતને કારણે ડુંગરો પર રહેનારા ડુંગરાભીલો તરીકે ઓળખાવે છે. ડુંગરા પર રહેનારાં ભીલો તે જ ડુંગરાભીલ.

### ભૌગોલિક વિસ્તાર

વડોદરા જિલ્લાનાં નસવાડી, કવાંટ તાલુકાનાં નર્મદા કાંઠાના ગામોમાં 'ડુંગરાભીલ' આદિવાસી સમાજ વસે છે. મહારાષ્ટ્ર અને મધ્યપ્રદેશની સરહદે આવેલાં સાતપૂડાનાં પહાડોમાં વસે છે. ડુંગરાભીલ વસ્તીવાળાં ગામો નસવાડી તાલુકો, અને કવાંટ તાલુકાના તથા બીજા જિલ્લાનાં તાલુકામાં રહે છે. તેમાં ડુંગરાભીલ વસ્તીવાળા ગામોની સંખ્યા કવાંટ તાલુકામાં ૩૭ અને નસવાડી તાલુકામાં ૬૫, અન્ય તાલુકામાં નાંદોદમાં ૫ અને ડેડિયાપાડા તાલુકામાં દેવમોગરામાં વસે છે.

નસવાડી તાલુકામાં જૂના ગઢબોરિયાદ સ્ટેટના નર્મદા કિનારાવાળી પહાડીઓમાં ડુંગરાભીલો વસે છે. આ વિસ્તાર નસવાડી તાલુકાના પૂર્વભાગની દક્ષિણે આવેલો છે. મૅણ નદી અને નર્મદા નદી વચ્ચેનો પહાડી પ્રદેશ છે. પહેલાં આ પ્રદેશ ખૂબ ગીચ જંગલોથી છવાયેલો હતો. પરંતુ, અત્યારે જંગલો કપાઈ જવાથી આ પ્રદેશ થોડો ખુલ્લો થયો છે. ડુંગરાભીલ વિસ્તાર ડુંગરોની હરોળોમાં જોવાં મળે છે. આ વિસ્તારમાં

જમીન ખાડા ટેકરાવાળી છે. આંબાડુંગર, માંણકા, મોગરા, નાંખલ તરફની ડુંગરમાળ ઠેઠ નસવાડી તાલુકાની હદ સુધી છે. તેમાં ઘટામલી, નર્મદા કાંઠો, કુંકડદા અને જીવનપુરા, વચ્ચે પુણપાવો, નસવાડીના ડુંગરો છે. તિલકવાડા તાલુકામાં વજીરિયા અને ગમોડ તરફના ડુંગરો છે.

**ડુંગરાભીલ વિસ્તારના ડુંગરો :**

ડુંગરો, નદીઓનો નાતો આદિવાસી સમાજમાં તેમના પૂર્વજોનાં સમયથી છે. મોટી નામનાં દેવસ્થળો રૂપે અને પૂર્વજો તરીકે સમાજ માને છે. તે વચ્ચે ઊભા રહેલ જોવા મળે છે. આદિવાસી સમાજના જીવનમાં ડુંગર, નદી એજ તેમનો આશરો છે.

આ વિસ્તારના ડુંગરો નીચે પ્રમાણે જોવા મળે છે. જેમ કેઃ

**નસવાડીના ડુંગરો** : રાણીકાજલ ડુંગર, સીનકીનો ડુંગર, માંદાણ્યો, અંજર માતાનો ડુંગર, અમરસીંગનો ડુંગર, પાટડિયાનો ડુંગર, કન્બાની રાહ, લીંબણનો ડુંગર, વાંદરીયાનો ડુંગર, વાઘબારી, ગોળસીમેલ, બામણીયો ડુંગર, સીતા ડુંગર, કુનમાલ નાનો, નારજો માતાનો ડુંગર, ચોરી ડુંગર, કુટમાલ, મૂલવી ડુંગર વગેરે.

**કવાંટના ડુંગરો** : કવાશ્યા ડુંગર, ભાંડોણ ડુંગર, હેળાજા ડુંગર, પારાવ્યો ડુંગર, ધૂટાણ્યો ડુંગર, ધનમાલ ડુંગર, આંબા ડુંગર, રતીમાલ વગેરે ડુંગરો આવેલા છે.

**ડુંગરાભીલ વિસ્તારની નદી :**

મૅંણ નદી અને અશ્વિની નદી આ વિસ્તારની મુખ્ય નદી છે. અશ્વિની નદી નસવાડી તાલુકામાં વહીને ગરૂડેશ્વર પાસે નર્મદા નદીને મળે છે. મૅણ નદી આંબાડુંગરમાંથી નીકળી તિલકવાડા પાસે નર્મદા નદીને મળે છે. આ વિસ્તારની સ્થાનિક નદીઓ જેવી કે આંમતા નદી, હેરણ, ઓરસંગ તથા રૂળદાબાવાની ખાડી, બૈડાબારની ખાડી, પુદાબારીની ખાડી, આંબલી ઓબરો, માંજાબારી ખાડીઓ વગેરે આવેલી છે.

આ આખો વિસ્તાર ડુંગરોવાળો છે. તેથી, તેમનાં રહેઠાણો ઊંચી ટેકરીઓ પર છે. આ રહેઠાણો અંગેનાં મકાનો જંગલમાંથી મળતી સામગ્રીથી બાંધે છે. તેમાં ખાસ ઘાસ, પાંદડા, વાંસ, સાગના લાકડાનો ઉપયોગ કરે છે. વાંસના ખપેડાની દિવાલો બનાવે છે. છત ઉપર જાતે બનાવેલા માટીના નળિયા છે. તેથી ઘરો કાચા છે. ખાસ ઘરમાં છાણ-માટીના ગારાથી લીંપણ કરીને ખૂબ સરસ ચિત્રો પાડે છે. આ સમાજમાં મુખ્યત્વે પ્રાચીન સમયમાં જોઈએ તો જંગલમાંથી ખાદ્ય ચીજો જેવી કે જંગલી ધાન્ય, ફળો, કંદમૂળ, ભાજી પાલો, માછલાં અને પશુ-પક્ષીઓનું માંસ તેમનો મુખ્ય ખોરાક હતો. વર્તમાન સમયમાં પણ જોવા મળે છે.

**રાણી કાજલ ડુંગર :**

રાણી કાજલ આ વિસ્તારના આદિવાસીની કૂળ દેવી છે. નસવાડી તાલુકાના ઊંડાણ વિસ્તારમાં ઘટામલી ગામમાં રાણી કાજલનું એક સ્થાનક ડુંગર ઉપર છે. બીજું સ્થાનક ડુંગર નીચે છે. જે વરસાદની આગાહી માટે સ્થાનક છે. ત્યાં એક ઘટાદાર પીપળા નીચે પથ્થરની મૂર્તિઓ છે. ત્યાં જઈ બધા પૂજાવિધિ

કરે છે. આ સમાજમાં ખાસ એક શ્રધ્ધા છે કે, જો આ પથ્થર પીપળા નીચેથી ખસી જાય તો વરસાદ પડશે નહિ પરંતુ, પથ્થર ઊંચકીને એ જ જગ્યાએ ફરીથી મૂકી દેવામાં આવે તો ચોક્કસ વરસાદ આવે છે.

આ ડુંગર પર સાગનાં નાનાં-નાનાં છોડવાઓ દર વર્ષે વરસાદમાં ઊગી નીકળે છે. સાગના છોડવા ત્રણથી ચાર ગોળાકાર કુંડાળામાં ઊગે છે. તેઓ એવું માને છે કે, આ ડુંગર ઉપર દેવોના લગ્ન થયેલાં ત્યારે દેવોએ સાગના પાનમાં ભોજન કરેલું અને જયાં ગોળ-ગોળ જમવા બેસેલા ત્યાં જમીન પર પાન ઊભા રોપેલાં. જેમાંથી સાગના નાના-નાના છોડવા દર વર્ષે ઊગે છે. આ છોડવાં ચોમાસાં અને શિયાળાની ઋતુમાં જીવતાં રહે તે સમયે દરેક છોડની ઊંચાઈ એક મીટર જેટલી વધી ઉનાળાની ઋતુમાં મરી જાય છે.

**આંબા ડુંગર :**

કવાંટ વિસ્તારમાં કડીપાણી ગામે આ ડુંગર આવેલો છે. તેમાં પથ્થરનો કાચો માલ નીકળે છે. તેનાં પર એક પથ્થર દળવાનું કારખાનું છે. તેનો કાચો માલ સુરત, અંકલેશ્વર, મુંબઈ તરફ જાય છે. નજીકનાં ગામોનાં લોકોને આ કંપનીમાં રોજગારી મળી રહે છે. ભારતનાં નકશામાં આ ડુંગરનો ઉલ્લેખ જોવા મળે છે.

**મૅણ નદી :**

મૅણ નદી આંબાડુંગરથી નીકળે છે પડવાણી, કોટબી, મોટી ઝડુંલી, ઘટામલી, કહુલી મુહડી, દુગ્ધા, કપરાલી, તરોલ, લાવાકોઈ વગરે ગામોમાંથી પસાર થાય છે. આ નદી નર્મદાને મળે છે. નદીમાં શિયાળા,

ઉનાળામાં પણ પાણી સૂકાતું નથી. મૅણ નદીના કાંઠા વિસ્તારમાં રહેતાં ડુંગરાભીલો પાણી પીવાના અને ખેતીના પિયત માટે ઉપયોગ કરે છે. દીવાળીના સમયે તેને માતા તરીકે પૂજા કરે છે.

## સૃષ્ટિસર્જનની કલ્પના

**દંતકથા : ૧**

નવ ઈંચ જેટલો દર હતો. તેમાં ટાંકણીના માથાં જેવડાં ફૂલનું સર્જન થયું. તેમાં નર-નારી અને તેની પાસે 'કોલકાલકા જુગડી' તેની પાછળ પાણી, પવન, અગ્નિ એક સાથે પ્રગટ થયાં. ત્યાર બાદ પાતાળ બનેલું. તેના ઉપર પાણી હતું. તેમાં એક માતાજી ઉત્પન થયાં અને રાફડો બન્યો. તે સમયે રાફડામાંથી ધરતી ઉત્પન થયેલી. તેની પાછળ ભગવાન બનેલો. તેનું નામ નિરુંજન પડેલું. તેની પાછળ ત્રણ ભગવાનનો ઉદ્‌ભવ થયો.

**દંતકથા : ૨**

એક વાર એક સમયે સમુદ્ર ઊભો થયો હતો. આકાશમાં નવ લાખ તારા, સૂર્ય, ચંદ્ર બનાવ્યાં. ત્યારે, રાત દિવસ ન હતાં. ત્યારે જળ દેવીએ શ્રાપ આપીને કહ્યું, જમણાં ફરો-ત્યારે જમણાં ફરવાનું શરૂ કર્યું અને આકાશને શ્રાપ આપીને કહ્યું કે, 'ડાબા ફરો'-ત્યારે ડાબા ફર્યાં. પછી રાત અને દિવસ થયાં, ત્યારથી સૂર્ય અને ચંદ્ર ફરવા લાગ્યા.

**વનસ્પતિ / અનાજ વિશે :**

રાત દિવસ થયા પછી દરિયા કાંઠે એક વનસ્પતિ ઊગેલી હતી. તેનું નામ 'ઈરાજવર' હતું. તેનાં ફૂલમાંથી'હુન્મતી' બાલા જન્મેલો તે અન્ન દેવીનાં માતા-પિતા હતા. તેના કપાળ-માથા ઉપર જુવાર જન્મેલી, નાકની નળીમાં તલી (તલ) જન્મેલી. આંખમાં તૂવેર જન્મેલી. વાળના ચોટલામાં માટી મૂહ જન્મેલી. છાતીમાં મકાઈ જન્મેલી. માસિકમાંથી લાલ ભીંડી જન્મેલી. થાપામાંથી (ઢગરામાંથી) બોઅરી જન્મેલી. આમ ડુંગરાભીલ સમાજમાં અનાજ વિશેની ઉત્પત્તિની વાત છે. કહે છે કે, તેની પાછળ 'હોલીકાગણ' ની ઉત્પત્તિ થઈ. ત્યાર બાદ, (માળો) પાંજરો બનાવ્યો. તે માળામાં બાંડીગરદ નામનાં પક્ષીએ ચાર ઇંડા મૂકયાં. એક ઇંડામાંથી દેવી-દેવતાં જન્મ્યાં. બીજા ઇંડામાંથી તાવ તર્યા જન્મ્યા. ત્રીજા ઇંડામાંથી ચાંદા ગુમડાં જન્મ્યાં. ચોથું ઇંડુ ખરાબ થઈ ગયેલું હોવાથી ઝાડા ઉલ્ટી વગેરે જેવાં અનેક જાતની બિમારીઓ જન્મેલી હતી.

**દંતકથા : ૩**

ધરતી પર સૌ પહેલાં દેવો આવેલાં. ત્યારબાદ અલગ-અલગ જીવો ઉત્પન થયાં. તે સમયે જંગલમાં પ્રાણી રખડતાં હતાં, તેમ માણસો પણ રખડતાં હતાં. રખડીને પોતાનું પેટ ભરી લેતાં હતાં. આ બધાં જીવોને માટે ધરતીએ પોતાના બાળકો (સુઆ) ગણીને ખોરાક પાણીની વ્યવસ્થા પોતાના પેટમાં કરી રાખી હતી. તે સમયે ધરતીએ પોતાના પેટમાંથી રાંધેલુ અનાજ આપ્યું. માણસને કામ અને મુશ્કેલી વગર ખાવાનું






મળતું થયું એટલે  તૈયાર ખાઈને મોજમજા કરવા લાગ્યો. ફરી પાછું તૈયાર ખોરાક મળતો બંધ થયો. ત્યાર પછી મનુષ્યો કંદમૂળ-ફળ વગેરે પર આધાર રાખવા લાગ્યા. તે સમયે ધરતીની પુત્રી સ્ત્રી રૂપે યાહામોગીએ પોતાનો અવતાર બદલીને 'જંગલી ખાદ્યાઅન્નનું' રૂપ ધારણ કર્યું. આ 'જંગલી ખાદ્યાઅન્ન' ખાવાની માનવે શરૂઆત કરી, પરંતુ આ અનાજ વરસાદથી તૈયાર થતો હતો. એટલે પાછા બીજી ઋતુઓમાં માનવીને જીવન જીવવા ભટકવું પડતું હતું.

મનુષ્યો જ્યાં જ્યાં રખડતાં ભટકતાં. ત્યાં તે પ્રદેશોમાં તેવા સમયે યાહામોગીએ જીવતી કણીનું રૂપ લઈને ધાન્યના રૂપમાં તેમની સાથે રખડતી રહેતી હતી. પછી માનવોને જ્યાં-જ્યાં ખોરાક પાણી મળતું ગયું ત્યાં ત્યાં તે વસવાટ કરવાં લાગ્યાં. તે સમયે તે જીવતી કણી ચાલતાં અનાજ રૂપે હતી. જૂનાં માણસો (આદિમાનવ) સાથે હલનચલન કરતી, એક સ્થળેથી બીજા સ્થળે ચાલી જતી. જીવતી કણીની આરાધના કરીને. તેણે પાછા જતાં રહેવાની માંગણી કરી ત્યારે, યાહામોગીએ તેવું જ અને પાંગલી કણી-જીવંત હોવા છતાં હાલી ચાલી ન શકનાર અનાજનું રૂપ ધારણ કર્યું. ત્યારથી જંગલના લોકો આ અનાજને ખાતાં થયેલાં. યાહામોગીએ આ અનાજ અને પાનગું બનાવીને ખાતાં શીખવાડેલાં ત્યારથી તેઓ રાંધેલું અનાજ ખાતા થયેલાં

### સમાજનાં પોતાનાં ખ્યાલ પ્રમાણેનો તેમનો ઈતિહાસ

કહેવાય છે કે, ડુંગરાભીલ સમાજ આદિકાળથી સાતપૂડાનાં પહાડોમાંજ વસવાટ કરે છે. જંગલમાંથી






કંદમૂળ, ફૂલ-ફળ વગેરે, તે ઉપરાંત દૂધ, દહીં, ઘી, જુવાર, મકાઈ, ડાંગર તથા શિકાર પણ કરતાં હતાં. આ સમાજમાં અનેક ગોત્ર-(કૂળ) છે. જેવાં કે, જોતર્યા, ખેઅધયા, ધોદર્યા, મોલીયા, મુખળગા વગેરે. આ ઉપરાંત, આ સમાજમાં પોતાનાં આગવા રીત-રિવાજો છે. તેઓ દરેક પ્રસંગોમાં તેમનાં વિધિ-વિધાન નિભાવે છે અને અન્ય સમાજ કરતાં જુદાં તરી આવે છે. જેવાં કે જન્મ, મરણ, લગ્ન, દેવ-દેવીઓની પૂજા કરે છે. તેમની ભાષા, તેમના નૃત્યો, વાદ્યો, સાહિત્ય, નાટકો , ખેતી કરવાની પદ્ધતિઓ વગેરે અન્ય સમાજ કરતાં અલગ છે.

જુગ પેહેલી જુગેન
કળ ભેગી કાળકા
એનો ધણી જાગે લખે કંદુરાણો
મેઘરાજાની બેટી રાણીકાજલ

કંદુરાણો મેઘરાજા સાથે રાણીકાજલનું માગું લઈને આવ્યો. સૂર્ય, ચંદ્ર રાણી કાજલને જોવા આવ્યા અને રાણી કાજલ આવી નહિ. સમય વીતતો ગયો. સૂર્ય-ચંદ્ર ભૂખ્યાં-તરસ્યાં થયાં. એટલે તેઓ જતાં રહ્યાં.

રાણીકાજળના લગ્ન સૂર્ય-ચંદ્ર સાથે ન કરવાને કારણે મેઘરાજા તેને મોટાં-મોટાં ડુંગરોમાં સંતાડવા લાગ્યા. પરંતુ સૂર્ય-ચંદ્રનાં અજવાળાથી તે દેખાવા લાગી. મેઘરાજા વિચાર કરે કે, ખૂબ અંધારું થાય છે. રાણીકાજલ રડવા લાગી અને મેઘરાજાને કહેવા લાગી. અહીં નથી લાગતો સૂર્યનો તાપ, ચંદ્રનું અજવાળુ

મને અહીંયા ખૂબ મુશ્કેલી લાગે છે. તમે મને દુઃખ પહોંચાડો છો. રડતાં-રડતાં કહેવા લાગી, મને શું આપ્યું ? ત્યારે મહુડાં બોળ્યાં, દારૂ ગાળી, બોથ ભરી મોડલોની જોડો કાઢી, ગાડાં જોડયાં, ત્યાર પછી મેઘરાજા કહે છે કે,

જેઠો બાળો,
ગાજવીજ
દુનિયાની પરખ કર,
ભૂખે ન મરવા દેતી
કૂકડો બોકડાંનું લોહી લેજો
દારૂનો છાંટો લેજો
એ પૂજા આપી એટલે કહેવાય છે કે,
મથવાડમાં- મૂઠ પૂજાય
નસવાડીમાં -ખાંડુ પૂજાય

આમ નસવાડી કવાંટ, મથવાડ મધ્યપ્રદેશ વિસ્તારમાં રાણી કાજલ દેવી-ડુંગરને પૂજવામાં આવે છે. દુષ્કાળ આવે, વરસાદ ખેંચાય ત્યારે રાણી કાજલ દેવીની પૂજા કરવામાં આવે છે.

## જન્મ વિધિ

ધરતીના રજકણો, અનાજ, પાણી, હવા, ઝાડું-બીડું પુરૂષનાં શરીરને પ્રોત્સાહિત કરે છે. આ તત્વોમાંથી પુરૂષનાં શરીરમાં પાણી તૈયાર થાય છે. જયારે સ્ત્રી માસિક ધર્મમાં હોય તેને 'ઉગલુનોઅ' કહે છે. સ્ત્રી પુરૂષના શરીર સંબંધથી પાણીનાં ટીપાં સ્ત્રીના શરીરમાં જવાથી ગર્ભ તૈયાર થાય છે. તૈયાર થયેલાં ગર્ભને ડુંગરાભીલો 'પુટારી', 'ઉગલીતરોપની', 'બેનજીવોઆરી' તરીકે ઓળખે છે. એક ટીપાંનો મનુષ્ય દેહ બને છે.

ડુંગરાભીલ સમાજ માને છે કે, ત્રણ મહિને બાળકનું રૂપ તૈયાર થાય છે. પાંચ મહિના ને પંદર દિવસે બાળકનો જીવ આવે છે. સાત મહિને બાળક પેટમાં ફરતું થાય છે. જો છોકરો હોય તો પૂરાં નવ મહિને જન્મ થાય છે. છોકરી હોય તો નવ મહિના અને પંદર દિવસે જન્મ થાય છે.

જયારે સ્ત્રીને કમર દુઃખે અને પગ ફાટતાં હોય, વજન વધારે લાગતો હોય ત્યારે બાળક જન્મવાનાં સંકેત બતાવે છે.  સ્ત્રી પોતાના પતિને અથવા સાસુને જાણ કરે છે. પોતાનાં ઘરમાં એક ખૂણામાં ખાટલો વાળીને સ્ત્રીને ઊંઘાડવામાં આવે છે. આ સમયે દાયણને બોલાવે છે. આ ઉપરાંત 'કરલી આપવાવાળાં' બે અનુભવી પુરુષ અથવા સ્ત્રીને બોલાવે છે. આ વ્યકિતઓ સ્ત્રીનાં માથા બાજુ બેસે અને દાયણને મદદ કરે છે. આ સમયે સ્ત્રીનો પતિ, કુટુંબીજનો અને પિયર પક્ષનાં સગાં હાજર રહે છે. જલ્દી પ્રસૂતિ ન થાય, દુઃખ વધારે પડે, ત્યારે ભૂવાને બોલાવે. બડવો માનતા રાખીને પાણી અને દોરો મંતરી આપે છે.

બાળક જન્મે છે ત્યારે દાયણ 'હોવારકી' ધારદાર તીર,પાણુ અથવા વાંસની ચીપથી 'નાળી' કાપે છે.

આ નાળી સુવાવડીનાં ખાટલા નીચે દાટે છે. આ પ્રસૂતિ થઈ તેને ડુંગરાભીલો ખાટલો થયો એવું કહે છે. સુવાવડ થઈ જાય પછી સ્ત્રીને બાજરીની રાબ, ઘઉંની રાબ, ગોળ ખવડાવે છે. જયારે સ્ત્રીને દુઃખાવો ઓછો કરવા  અજમાનું પાણી પીવડાવી, સાંજે દીવેલાંનાં પાન પેટ ઉપર બાંધે છે. મહુડાંનો દારૂ પણ પીવડાવે છે.

બાળક જન્મ્યા પછી ઘરમાં સાત, નવ કે બાર દિવસ સુધી સ્ત્રી ઘરમાં ગમે ત્યાં ફરી શકે નહીં કે અડકી શકે નહીં. તેને 'હાતો-ઉઠાળુનોઅ' કહે છે. આ દિવસે લખારી લેખ લખવા આવવાની હોવાથી આખું ઘર છાંણ-માટીથી લીંપણ કરે છે. દાયણ બાળકને અને સ્ત્રીને સ્નાન કરાવે છે. બાળકને ખાટલા પર સુવાડે છે અને બાળકને હાથે, કમરે કાળી દોરી બાંધે છે. પૂજા વિધિ કરે જેમાં દીવો સળગાવી અગરબત્તી, નાળિયેર કે મરઘાંની બલી આપે અથવા તો મરઘીના પગના અંગુઠાનો નખ કાપી લેવામાં આવે અને મરઘી હુંવારકી લઈ જાય છે. બાળકને કાળી મેશથી કપાળે તિલક કરે. લૂગડાંની ખોઈ (ઘોળિયું) બનાવે અથવા તો ખાટલે બાળકને સુવાડવામાં આવે છે. આ સમયે લખારી બાળકના લેખ લખવા માટે આવે છે. લખારી હાથ પાછળ રાખીને ઊંધા હાથે લેખ લખતી હોય ત્યારે બાળકને કોઈ ખલેલ ન પહોંચે અને ઊંઘમાં જાગી ન જાય તેનાં માટે ખૂબ કાળજી રાખે છે. આ દિવસે જો બાળક ઊંઘમાંથી જાગી જાય તો ધીરે રહીને બાળકની માતા દૂધ ધવડાવીને ફરીથી ઊઘાડી દે છે.

નાળિયેર ફોડવામાં આવે છે કે મરઘી મારવામાં આવે છે. કોપરું અને મરઘાંનાં કાળજાનો સળગતા કોલસામાં હોમ કરે છે. લખારી માતાનું નામ લઈને દારૂ તરાપીને દેવીનો આશીર્વાદ માંગે છે, તે દાયણ બોલેઃ

'બાળકને લાંબી જીંદગી આપજો,'
'આરોગ્ય સારું રહેજો'
'સુખી રહેજો'
'એકના અનેક થજો'

આમ બોલીને દાયણ વિધિ પૂર્ણ કરે છે. તેને એક મોટો ટોપલો અનાજ, કપડાં, પૈસા આપે છે. સગાં સબંધીઓ, કુટુંબિજનોને ભોજન કરાવે છે.

**નામ પાડવાની વિધિઃ**

થોડા દિવસો પછી મામો બાળકનું નામ પાડવા માટે આવે છે. નવાં કપડાં પહેરાવે, નામ પાડે અને ભાણેજને બકરી, ગાય, મરઘી વગરે આપવાનું વચન આપે.

**બાળક વેચાતું લેવાની વિધિ :**

કોઈ સ્ત્રીને પહેલી કે બીજી સુવાવડ થઈ હોય અને તે બાળકો મૃત્યુ પામ્યાં હોય તેનાં પછી સ્ત્રીની ત્રીજી સુવાવડ વખતે બાળકને દાયણ ઉકરડે મૂકી આવે છે. દાયણ મોટેથી બોલે છે, 'કોઈને વેચાતું બાળક જોઈએ છે'? ત્યારે તેની મા વેચાતું લેવાં માટે જાય છે. દાયણને પૈસા આપે છે. ત્યારે બાળકને હુંવારકી સૂપડાંમાં કે માના ખોળામાં મૂકી આપે છે. આ પ્રકારે છોકરો કે છોકરી વેચાતું લેવાની વિધિ કરવામાં આવે છે.

**ઈંદ માનતાની વિધિઃ**

બાળક જન્મે પછી વારંવારં બિમાર પડી જાય ત્યારે બડવાને બોલાવવામાં આવે છે. બડવો ઈંદની માનતા રાખે છે. જેને 'પારાળી' કહે છે. બાળકના સવા મહિને વાળ ઉતારે છે. માનતા-બાધા વાળા બાળકનાં માથાનાં વાળ ઉતારતા નથી. જયારે ઈંદની માનતા પૂરી કરે ત્યારે, તેનાં વાળ ઉતારવામાં આવે છે. બાળકની ફોઈ લુગડાંના ખોળામાં વાળ ઝીલે છે. વાળ નદીમાં પધરાવી દેવામાં આવે છે. ફોઈને ભેટ આપે છે. બાળક મોટું થાય પછી ઇંદની બાધા પૂરી કરે છે. પાણી ન પડે ત્યાં સુધી બાંધી રાખે છે.

**નજર બાંધવાની વિધિઃ**

બાળક વધુ પડતું રડે ત્યારે કોઈ વ્યકિતની નજર લાગી હશે એમ કહેવાય છે. પાણીનો લોટો ભરી, બાળક ઉપર પાંચ વાર ઉતારી રૂમાલ વડે બાંધીને ઘરના દરવાજે લોટો ઊંધો લટકાવે છે. બાળકને નજર લાગી હોય તો લોટામાંથી પાણી ટપકતું નથી અને નજર લાગી ન હોય ત્યારે લોટામાંથી પાણી નીચે ટપકીને પડી જાય.

**રેળની વિધિ :**

બાળક વધારે રડતું હોય ત્યારે ગાયનાં બે છાંણા, આખાં મરચાં અને આખું મીઠું લઈ સફેદ દોરાથી બાંધી, રૂનો દીવો કરે છે. અસેતરીની ડાળી, એક લોટામાં પાણી લઈ બાળકને સાત ફેરા ઉતારી રાત્રે ચાર

રસ્તા વચ્ચે મૂકી આવે છે. આ વિધિ રવિવારના દિવસે કરે છે. આમ કરવાથી બાળક રડતું બંધ થઈ જાય છે. તેને રેળ કાઢવાની વિધિ કહે છે.

**લગ્નમાં ગોત્રની ભૂમિકા :**

ડુંગરાભીલ સમાજમાં પોતાના અલગ-અલગ ગોત્ર છે. જેવા કે,

| | | |
|---|---|---|
| (૧) ગેંદરીયા | (૨) મલિયા | (૩) મુંખડીયા |
| (૪) ફાન્કલ્યા | (૫) ડંમખલા | (૬) હિંદરીયા |
| (૭) અગડીયા | (૮) સરસા | (૯) હિમલખડા |
| (૧૦) કુટનિયા | (૧૧) મુખડ ખડીયે | (૧૨) આત્રાયે |
| (૧૩) પાંચમાહનિયે | (૧૪) કોઅઝેયે | (૧૫) ડુંગરેયે |
| (૧૬) જતરીયે | (૧૭) જુલદીયા | (૧૮) નલવાસે |
| (૧૯) જાંગડે | (૨૦) વડમામ્યે | (૨૧) દબીયે |
| (૨૨) ડેણીયે | (૨૩) મુહરીયે | (૨૪) અંબાસીયા |
| (૨૫) ત્રાણખડીયે | (૨૬) નિંગવાલેય | (૨૭) ગડીયા |
| (૨૮) ગડિયા | (૨૯) નાહલેય | (૩૦) વલકે |

| | | |
|---|---|---|
| (૩૧) ડુંગરે | (૩૨) કુકળદીપે | (૩૩) કીસીયે |
| (૩૪) ગેરે | (૩૫) મુલક્ષે | (૩૬) ખાડખુડયે |

ગોત્ર પરંપરાગત જીવન-જીવવા માટેની પ્રેરણા આપે છે. 'લોકોની પેઢીઓ મરતી રહે પણ પરંપરા મરતી નથી.' પોતાનાં ગોત્રનાં પૂર્વજોને ખતરીના રૂપમાં બેસાડવામાં આવે છે. વાર-તહેવારે, લગ્નપ્રસંગે તેમની પ્રથમ પૂજા કરવામાં આવે છે. ગોત્ર એક કુટુંબ અને લોહીનો સંબંધ ધરાવે છે. ભાઈ-ચારાની ભાવના રાખે છે. ભલે તે ગોત્રના લોકો બીજા ગામમાં વસવાટ કરતાં હોય તે એક જ કુટુંબનાં ગણાય છે. જો કોઈપણ વ્યકિતને લગ્નગ્રન્થિ જોડવાનું હોય તો બીજા ગોત્રમાં લગ્ન જોડી શકે છે. એક જ ગોત્રમાં લગ્ન કરી શકતાં નથી. કારણ કે, તે બંન્નેનો ભાઈ-બહેનનો સંબંધ ગણાય છે. જો સંજોગોવશાત છોકરો કોઈ બીજા ગામની છોકરી હોય અને એક જ ગોત્રમાં હોવાં છતાં લઈને ભાગી જાય તો તેમને છૂટા પાડી દે છે. જો છોકરો કે છોકરી ન માને તો સમાજનાં કેટલાક નિયમો હોય છે તેથી તેમને નાત બહાર મૂકે છે. માતા-પિતાના ઘરે કોઈપણ શુભ-અશુભ પ્રસંગોમાં તેમને બોલાવાતાં નથી. આમ, સમાજમાં ગોત્રનું મહત્વ રહેલું છે.

**પૂછવાની વિધિ :**

છોકરા-છોકરીને ગમતું હોય ત્યારે પૂછવાની વિધિ કરવામાં આવે છે. વરપક્ષનાં લોકો કન્યાને ઘરે

જાય છે તેને 'ભાતુ' આપવા કે 'ભાતુ' લેવા આવ્યા તરીકે ઓળખે છે. કન્યાના ઘરે આશરે દશ થી પંદર લોકો પૂછવા માટે જાય છે. બંને પક્ષના લોકો ભેગા મળે, વાતચીત કરે છે. બન્ને પક્ષો રાજી હોય ત્યારે લગ્ન નક્કી કરે છે. કન્યા પક્ષનાં લોકોને પસંદ ન હોય ત્યારે વરપક્ષવાળા પોતાના ઘરે આવતા રહે છે. જો પસંદ હોય તો બન્ને પક્ષના લોકો ભેગા થયાં હોય ત્યાં વરપક્ષ તરફથી એક ઘડો દારૂ લઈને જાય છે. ભેગાં બેસીને દારૂ પીવે છે. આમ, લગ્નની વાત નક્કી થાય છે.

**દહેજ વિધિ :**

લગ્ન નક્કી થયાનાં થોડાં દિવસ પછી કન્યાનાં ઘરેથી સંદેશો આવે એટલે દહેજ આપવા માટે વરપક્ષને બોલાવે છે. વરપક્ષનાં લોકો દહેજ આપવા માટે જાય છે. જેમાં કવાંટ, નસવાડી વિસ્તારના ભીલોમાં ચાર હજાર પાંચસો રૂપિયા છે. પરંતુ કોઈ પક્ષમાં આઘુ-પાછું હોય તો દહેજ વધારે છે. વિવાહ નક્કી થાય તેનાં એક મહિના પછી ઘરેણામાં ચાંદીનાં કલ્લાં આપવાં જવાનો રિવાજ છે. નસવાડીનાં ડુંગરાભીલોમાં ઘરેણાં આપવાનો રિવાજ નથી.

**નોતરાંની વિધિ :**

બંન્ને પક્ષના લોકો કન્યાના ઘરે ભેગાં થઈ લગ્નનો વાર નક્કી કરે છે. શુભ દિવસો જુવે છે. વિંછુડો, પડવો, શનિવાર કે મંગળવારે લગ્ન કરતાં નથી. વાર નક્કી થયા પછી 'નોતરાં'ની વિધિ (નોતરોટાકો જાઅનોઅ) કરે છે. બંન્ને પક્ષનાં સગાં સામ-સામે નોતરું મોકલાવતાં હોય છે. 'નોતરું' એટલે ચોખામાં

હળદર નાખી, પીળા કરી, ખાખરનાં પાનમાં પડી બાંધીને સગાં-સંબંધીઓનાં ઘરે મોકલાવે છે. જેથી, પોતાનાં સગાં-સંબંધીઓને ખબર પડે કે લગ્ન નક્કી થઈ ગયાં છે. કયા દિવસે ગણેશ સ્થાપના અને કયા વારે ભોજનસમારંભ છે તેની ખબર આપે છે.

**ગણેશ સ્થાપનાની વિધિઃ**

લગ્ન બે કે ત્રણ દિવસનું હોય છે. પ્રથમ દિવસે ગણેશ સ્થાપના છે. આ દિવસે ફળિયાં કે ગામમાં નોતરું આપવા માટે કુટુંબનો વ્યકિત ફરે છે. જેથી, ગામનાં લોકોને ખબર પડે કે, આજે ગણેશ સ્થાપના છે. આ દિવસે ઢોલીને પણ નોતરું આપે છે. સૌ પ્રથમ વર કે કન્યાને ફળિયાની કુંવારી છોકરીઓ સ્નાન કરાવી અને ગીતો ગાય છે. પૂજારો વર કે કન્યાનાં કપડાં, ઘરેણાંની પૂજા વિધિ કરે છે. ચોખા, સિંદુર, કંકુ અને અગરબત્તી સળગાવી હળદરનાં પાંચ ટપકાં કરે છે. દારૂની ધાર જમીન પર પાડે છે. ધરતી માતાની પૂજા કરે છે. કુંવારી બે છોકરીઓ અને કુંવારા બે છોકરાં આમ ચાર વ્યકિતઓ હળદર બોળે છે. જે બજારમાંથી તૈયાર લાવે છે. તેમાં દળેલી મેથી નાખે છે. વર-કન્યાને પોતાના ઘરમાં ચૂલો હોય ત્યાં બેસાડે છે. લુંડીઓ વરને હળદર લગાવે છે. તેમાં ખાસ એ ધ્યાન રાખવાનું હોય છે. કન્યા કે વર હોય તેને પગની આંગળીઓથી લગાડતાં-લગાડતાં ઉપર ચઢાવે છે. હળદર લગાડતાં નીચે ઊતરતાં નથી. આમ વર કે કન્યાને હળદર લગાવી તૈયાર કરે છે. એક બાજુ ગામનાં લોકો ભેગાં થાય છે. દારૂ-તાડીની વારીઓ ફેરવે છે. આ વિધિ પૂરી થાય પછી, વર કે કન્યાને કેડે બેસાડીને ઘરની બહાર કાઢે છે. ગામનાં લોકો નાચતાં

હોય ત્યાં વરરાજાને ખાંધ પર બેસાડીને આખી રાત નચાવવામાં આવે છે. જે લોકો દારૂ-તાડી પીતા હોય તે ગણેશનો દારૂ માને છે.

બીજા દિવસે ભોજનમાં દાળ, ભાત, શીરો વગેરે પોતાની આર્થિક પરિસ્થિતિ પ્રમાણે બનાવે છે. આ દિવસે સગાં- સંબંધીઓ પોતાની સાથે દારૂ-તાડી લાવે છે. આ દિવસે ખતરી દેવની પૂજા વિધિ કરે છે. જેમાં ખતરી દેવને તેલ, હળદર, સિંદુર વડે તિલક કરી દીવો સળગાવી પૂજા કરે છે. સગાં-સંબંધીઓ, ગામનાં લોકો ખૂબ જ નાચતાં અને ગીતો ગાતાં હોય છે.

ત્રીજા દિવસે સવારે જાનની તૈયારી કરે છે. વરરાજાને હળદર લગાવી કપડાં પહેરાવી, માથે પાઘડી બાંધી, તલવાર અને નાળીયેર સાથે રાખે છે. તૈયાર થઈ ગયા પછી માતા અને પૂજારો વધામણાથી વરરાજાને વધાવે છે. માતા પુત્રને તિલક કરી આશીર્વાદ આપે છે. બહેન વધાવવા માટે મકાઈનાં દાણાં આપે છે. ચારે ય દિશામાં વધાવે છે. વધાવ્યાં પછી પુરૂષો વરને ખાંધ પર બેસાડીને નચાવે છે. કયાંક વરને ઘોડા પર બેસાડી ચાલતાં-નાચતાં ઘરેથી જાન નીકળે છે. મોટાભાગે જાન ચાલતી જતી હોય છે. જાન કન્યાનાં ગામ નજીક પહોંચે એટલે એક ઝાડ નીચે વિસામો કરે છે. ત્યાં કન્યાપક્ષનાં સગાંઓ જાન લેવા માટે આવે છે. વરપક્ષના સગાં પાસેથી પાંચસો રૂપિયા છે. ત્યારબાદ વરપક્ષ અને કન્યાપક્ષનાં છોકરાં-છોકરીઓ સામ-સામે આવે અને નાચતાં-કૂદતાં સાથે ગીતો ગાતાં કન્યાનાં ઘરે પહોંચે છે.

કન્યાનાં ઘરે પહોંચે, ગામનો પૂજારો વિધિ કરે છે. કન્યાની ભાભી વરનાં ઘોડાની લગામ પકડે તેનાં પૈસા લે છે. પૂજારો વધામણું તૈયાર કરે, વર-કન્યાને સામ-સામે ઊભા રાખે, તિલક કરાવીને ખાખરનાં

પાનનાં બે પડિયાં બનાવે. પડિયાંમાં દારૂ આપવામાં આવે અને સામ-સામે અદલા બદલી કરી, તે દારૂ પીવડાવે છે. વર-કન્યાને ખાંધ પર બેસાડીને નચાવે છે. કન્યાપક્ષની છોકરીઓ પિત્તળનાં વાટકામાં મકાઈ લઈ વર-કન્યાને હાથમાં આપે અને ચારે ય દિશામાં વધાવે, વર-કન્યાને ભાઈઓ નચાવતાં જાય અને સામે-સામે મકાઈ નાંખે છે. વરપક્ષનાં લોકો વરરાજાને લઈને ઘરે આવતાં રહે છે. આમ તેમનાં લગ્ન થાય છે.

લગ્નના ત્રણ કે પાંચ દિવસે કન્યાપક્ષ કન્યાને વરનાં ઘરે મૂકવા માટે આવે છે ત્યારે સ્ત્રીઓ ગીતો ગાય છે. કન્યાને ઘરનાં આંગણે ઊભી રાખે. વરપક્ષનો કોઈ સભ્ય ઘરનો દરવાજો બંધ કરી પૈસા માંગે છે. પૈસા આપે ત્યારે દરવાજો ખોલે છે. કન્યાને દરવાજે ઊભી રાખે છે. વરરાજાને ઘરમાંથી પીઠીવાળું ધોતિયું ઓઢાડી ઊંચકીને દરવાજે લાવે છે. વર-કન્યાનાં છેડા બાંધે છે. વરપક્ષની બહેનો ઘરની અંદર ખેંચે છે અને કન્યા પક્ષની બહેનો બહાર ખેંચે છે વરપક્ષની બહેનો ઘરની અંદર ખેંચી લાવે અને ઘરનાં ખાંડણિયા ઉપર બેસાડે છે. સાથે આવેલી સ્ત્રીઓ ખાંડણિયાની ચારે બાજુએ ગીતો ગાતી નાચે છે. ઘરનાં માળા પર રહીને વહુને કપડાં બતાવે છે. જો કન્યાને કપડાં ન ગમે તો તે રિસાય જાય છે. સાથે આવેલી સ્ત્રીઓને કપડાં ન ગમે તો દારૂ માંગે છે દારૂ આપવો પડે છે. તે સ્ત્રીઓ દારૂ પીને ભોજન કરે છે. કન્યાને વરના ઘરે મૂકીને જતાં રહે છે. વરનાં ઘરે સાંજે ખાવાનું બનાવે છે. જો કન્યા ખાવાની ના પાડે તો પોતાની સાસુ કંઈક આપવાનું કબૂલ કરે છે. જેમાં બકરી, ગાય વગેરે આપે છે. તે દિવસે જે કંઈ આપે તે કન્યાને નામે રહે છે.

લગ્નના પાંચ દિવસ પછી આણું કરવામાં આવે છે. કન્યાના પિયરમાં આણું વાળવાં વર સાથે બીજા પાંચ વ્યકિતઓ જાય છે. ત્યાં ખાવાનું બનાવે છે. બધાને જમવા બેસાડે છે. ત્યારે જમાઈ રિસાય જાય અને ખાય નહીં તો સાસુ કે સાળો જમાઈને પૈસા આપે ત્યારે જમાઈ ખાય છે. આવી રીતે કન્યાનું પણ આણું કરવામાં આવે છે.

**મૃત્યુ વિધિ**

ડુંગરાભીલોમાં મરણ શબ્દને અલગ અલગ શબ્દોથી ઓળખે છે. ખાસ તેને 'મોઅનોઅ' તરીકે ઓળખે છે.

'મરી જેલો'
'ડાગુ જવું'
'અપ થઈ જેલો'
'બગડી જ્યો'

એવાં શબ્દો વપરાય છે.

મૃત્યુ થાય ત્યારે ખાટલા પર હોય તો ભોંય ઉપર ઉત્તર દિશામાં માથું રાખીને સૂવડાવે છે અને પગથી માથા સુધી કપડું ઓઢાડી દે છે. કુંટુંબ અને ફળિયાનાં લોકો ભેગાં થાય છે.

**સગાંને જાણઃ**

વ્યકિતનું મૃત્યુ થાય ત્યારે પોતાના કુટુંબીજનો સગા-સંબંધીઓને ખબર કરે છે. મરનાર વ્યકિતના લોહીનાં સગાં, જેવાં કે પિતા, ભાઈ, પુત્ર, મા, બહેન, કાકા, દીકરી, પત્ની, મામા, માસી, ફોઈ વગેરે તથા મરનારનાં ખાસ મિત્ર હોય અથવા જેની સાથે વધારે ઊઠક બેઠકનો સંબંધ હોય તેને જાણ કરે છે. કુટુંબિજનો તથા ફળિયાનો લોકો ચાલતાં કે સાયકલ લઈને મૃત્યુની જાણ કરવાં માટે જાય છે. સગાંઓ ડાગું આવે ત્યારે સામાન્ય રીતે ૧ થી ૨ કિલો અનાજ, સફેદ કાપડ, દારૂ-તાડી, ઢોલી પણ લાવે. કુટુંબનો સગો મુખ્ય હોય તે બધાંથી આગળ ચાલે એની પાછળ બાકીનાં બધાં સ્ત્રી-પુરુષો આવે છે. શબ મરનાર વ્યકિત ઉપર કફન ઓઢાડે ખુલ્લાં પૈસા શબને માથેથી ઉતારે અને ઢોલી રમાડે છે.

**મડદાને રાત રાખવાની વિધિ :**

મૃત્યુ સાંજની વેળાએ થયું હોય અને બધાં સગાં-વહાલાંને આવતાં વાર લાગે ત્યાં સુધીમાં સૂર્ય આથમી જાય એવું લાગે અથવા મૃત્યુ સાંજે થયું હોય ત્યારે શબને રાત રાખે છે. ખાટલો ઊંધો વાળીને ચારે બાજુ દોરડાથી હિંચકો બાંધે છે. મરનાર વ્યકિતને હિંચકે સુવાડે છે. કુટુંબની સ્ત્રીઓ શબની આજુ બાજુ બેસીને રડે અને હિંચકો નાંખે છે. ઉજાગરા માટે ઢોલી ઢોલ વગાડે છે. કુટુંબ, ફળિયાના ભાઈઓ સાંજે બધા ભેગા થાય છે. શિયાળા અને ચોમાસામાં તાપણી સળગાવીને બેસે. બીજાં દિવસનું આયોજન કરે છે. લાકડાં કયાંથી કાપવાનાં, સગાંઓ ને જાણ થઈ, કેટલાં સગાંને જાણ થઈ, બાકી કેટલા રહ્યાં, એવું બધું નક્કી કરે છે.

**શબને સ્મશાને નીકળવાની તૈયારીની વિધિ :**

શબને સ્મશાને લઈ જવાનો સમય થાય ત્યારે વિધવા સ્ત્રીઓ ઘરની બહાર છાણાં સળગાવીને શબને સ્મશાનમાં ખવડાવવા માટે ખીચડી રાંધે છે. આ બધી ક્રિયાઓ વિધવા સ્ત્રીઓ કરે છે. ગરમ પાણીથી શબને સ્નાન કરાવી હળદળ લગાવે, કપડાં પહેરાવે, પાઘડી બંધાવે, મરનાર વ્યકિત સ્ત્રી હોય તો સ્ત્રીનાં પુરૂષ હોય તો પુરૂષનાં કપડાં તથા ઘરેણાં પહેરાવી ચાંલ્લો કરી શબને વરરાજા કે કન્યાની જેમ શણગારે છે. શબને ઘરના બારણાં તરફ મોં (માથું) રહે તે રીતે સુવાડે છે. સ્ત્રી હોય તો લાલ કપડું અને પુરૂષ હોય તો સફેદ કપડું ઉપર ઓઢાડે છે.  શબના મોંમા ઘઉંનું સુખડું, કોપરું, ઘી મૂકે છે. મડદાને ઓઢાડેલા લૂગડાંના ચાર છેડે સગાં વહાલાં આપે તે પૈસા બાંધે છે. શબનાં માથાં તરફથી જમણી બાજુનાં છેડે નાળિયેર બાંધે છે. આમ સારી રીતે શબને તૈયાર કરવામાં આવે છે. પિત્તળની થાળીમાં વધામણું કરી દીવો સળગાવે છે. સ્મશાને લઈ જવા માટે તેની સાથે તીરકામઠું, કુહાડી, દાતરડું, સાંબેલું, સૂપડું અનાજ, ડાંગર, જુવાર, મકાઈ, તુવેર વગેરે જાત જાતનું બિયારણ લઈ જાય છે.

પુરૂષો ઘરનાં આંગણામાં ઠાઠડી તૈયારી કરે છે. ઠાઠડી સાગના લાકડાંની બે વળીઓ પર વાંસની આડી ચીપો ગોઠવી દર્ભ પાથરી નાળિયેર, નાડાછડીની દોરી વણી બાંધે છે. કેટલાંક લોકો સ્મશાનમાં ચિતા માટે લાકડાં ભેગાં કરે છે. શબને ઘરની બહાર લઈ જવાની તૈયારીમાં કુટુંબીજનો વારાફરતી શબને વધાવી શબને ઊંચકીને કુંટુંબીજનો બહાર કાઢે પછી તેઓ ઠાઠડી પર સુવડાવી ડાઘુઓ શબને બાંધે છે.

**વિસામા / ઉલાવાની વિધિ :**

મડદાનો ખાટલો ઉલાવે (વિસામો) ઉતારે સ્ત્રીઓ ૧૦ થી ૨૦ રૂપિયા બંધાવે છે. ઘરની ડાંગર, ચોખા, શબ ઉપર વધાવે અને કાળા ડીડીયા શબના હાથમાં મૂકે છે. ઠાઠડી તૈયાર થઈ જતાં નીકટના ચાર માણસો ઊંચકી લે છે. નાનું બાળક હોય તો ઝોળીમાં લઈ જાય છે. બાળક સાતેક વર્ષનું હોય તો તેને ઝોળી બનાવી એક વળી સાથે બાંધીને બે વ્યકિત ઊંચકીને લઈ જાય છે. બિલકુલ નાનાં બાળકને કપડાંમાં વીટીને બંને હાથમાં રાખીને લઈ જાય છે. ગામમાંનાં દરેક ઘરમાંથી એક-સ્ત્રી એક પુરૂષ આવે છે. સ્મશાનમાં જતી વખતે દરેક પુરૂષ પોતાને ઘરેથી એક લાકડું લઈ જાય છે.

ઠાઠડીની આગળ ઢોલીઓ ઢોલ વગાડતાં-વગાડતાં ચાલે છે. ઢોલીને સગાં સંબંધીઓ પૈસા આપે. ઠાઠડીની આગળ કુટુંબનો, નિકટનો સંબંધ હોય તે હાંડલી ઘી-તેલનો લોટો, સળગતું છાણું લઈને આગળ ચાલે છે. હાંડલી દાભની દોરીથી બાંધીને લટકતી રાખીને ચાલે છે. સાથે એક વ્યકિત ખોઈ બનાવી ડાંગર લઈને ચાલે છે. તે સ્મશાન સુધી શબ આગળ ડાંગરની ઢગલીઓ પૂંજ મૂકતાં ચાલે છે. જે જગ્યાએ શબને ઊતારે છે. તેને વિસામો કહે છે. તે જગ્યાએ ડાંગર નાંખીને શબને ઉત્તર દિશામાં માથું રાખીને ઉતારે વિસામાએ પુરૂષો મરનારનું મોં જુએ છે. કહે છે કે, આ જગ્યાએ ઘરમાં આગળ મૃત્યુ પામેલા વ્યકિતઓ મરનારને લેવા માટે આવે છે. તેને મોવાડિયા કહે છે. અને ત્યાંથી ઠાઠડીનો વજન વધી જાય છે.

**ઠાઠડી સ્મશાને પહોંચ્યા પછીની વિધિઃ**

ઠાઠડી સ્મશાને પહોંચ્યા પછી ડાંગર નાંખી શબને નીચે ઊતારે છે. મરનારના નિકટના સગાં બે વ્યકિત સ્નાન કરી, રૂમાલમાં પાણી લાવી ભીના કપડે મડદાનું મોં ધોવડાવે છે. ઠાઠડીનું માથું ઉત્તર દિશામાં રહે એ રીતે ચાર ફેરા ફેરવે છે. તે સમયે ઢોલ વગાડે છે. મડદાને ચિતા ઉપર મૂકે છે. તેની ઉપરની દોરી છોડી નાંખે છે. વિધિ કરવાવાળો માણસ મડદાને દાંતણ કરાવી મોં ધોવડાવે, ભાત જમાડે, પાણી પીવડાવે છે. બધા સગાં-સંબંધીઓ ચારે બાજુ અનાજ વાવે છે. ઘરણો માલિક પહેલાં છૂટા પૈસા બંધાવે છે.

મડદાને, હાથે, પગે, કમરે, ગળે માનતાનો દોરો બાંધ્યો હોય તે છોડી નાખે છે. મરનાર સ્ત્રી હોય તો તેની બંગડીઓ કાઢીને નીચે એક બાજુ મૂકે છે. ઠાઠડીએ નાળિયેર કે કોપરાની કાચલીઓ બાંધેલી હોય તે છોડી લેવામાં આવે છે. બે વ્યકિતઓ મડદાને મોં ધોવડાવ્યું હોય તે કરાંઠા અને ઠાઠડીના વાંસની ચીપોના બે પૂળા બનાવે છે. બન્ને વ્યકિત આગ સળગાવીને અગ્નિ લઈને ચાર ફેરાં ફરી માથા તરફ આગ મૂકતાં જાય છે. આગ મૂકાય ત્યારે ઢોલ ખૂબ જોરથી વગાડવામાં આવે છે. આમ મડદાને અગ્નિ મૂકીને સળગાવે છે.

**ખાદીવાતી વિધિ :**

મકાઈના દાણાં, ચોખા, કાળા અડદ, નદીની દરોચી ઘાસ, ડુંગળીની સડી વગેરે વસ્તુઓ પથ્થર ઉપર મૂકે છે. સગાં-વહાલાં, કુટુંબીજનો મરનારનું નામ લઈ હાથમાં પાણી લઈ મૂકે છે. ખાંધીયા બધાં સગાં

વહાલાં ભેગાં મળીને બેસે. ત્યાં જ એક વ્યકિત ઊભો થઈ જાણ કરે, અમુક દિવસે આ તારીખે, વારે સૂતક, બારમું, તેરમું આવે એવો પોકાર પાડે છે. મડદું અડધું બળવા આવે એટલે સ્મશાને આવેલાં પુરુષો સ્નાન કરવા માટે જાય છે. કેટલાંક નિકટના સગાં મડદું બળે ત્યાં સુધી બેસી રહે છે.

**જીવ જોવાની વિધિ :**

મડદુ બળી ગયાં પછી ઘરે તે દિવસે દળ, રાખને, ચાયણી વડે ચાળીને જયાં મડદાને ઘરમાં સૂવાડેલ હોય તે જગ્યાએ ગોળાકારે ઢગલી કરીને થાળી ફેરવી સપાટ કરે છે. ત્યાં દીવો કરે ખાંખરનાં પાનનાં અલગ-અલગ પડિયા બનાવે. તેમાં પાણી, દૂધ, ચા, ભાત, દારૂ, તાડી વગેરે મૂકે છે. તેની ઉપર ટોપલો ઢાંકીને દેવામાં આવે છે.

સવારે ઊઠીને જુએ, ધૂળની ઢગલી ઉપર જીવ આવ્યો છે કે નહીં તે ચિન્હોથી મરનારનો અમુક અવતાર થયો, એવી ખબર પડે છે. ચકલીના પગલાં જેવાં હોય તો ચકલીનો, વાઘના પંજા જેવાં હોયતો વાઘનો અવતાર થયો છે તેમ માને. જો કોઈ જાતનાં પગલા ન જણાય તો એમ માને કે ત્યાં જીવ આવ્યો નથી. તો આજ પ્રકારે બીજાં દિવસે પણ આ વિધિ કરે છે.

**મરણ પછી બે દિવસની વિધિ : (લખોળો વાળવા)**

મરણના ત્રીજા દિવસે સ્મશાને જઈ બેઠું કરવાની વિધિને લખોળો વાળવાની વિધિ તરીકે ઓળખે છે. આ દિવસે છારિયા ગોવાળ જાતિના વ્યકિતને વાંસ લઈને બોલાવે છે. ઘરની બે વ્યકિતઓ વાંસની ચાર

નળી બનાવે, એક નળીમાં બકરીનું દૂધ ભરે, ગાયનું મૂતર બે નળી, માટલાં પર એક નળી દોરીથી બાંધે છે. પાંચ જુવારનાં રોટલા, ચોળીનું કઠોળ, ભાત ખારું, દહીં સ્મશાને લઈ જાય છે. વાંસથી છારિયા રખોડો આજુ બાજુ ખોરવી નાખે છે. સ્મશાનમાં પાંચ માટલા પાણી છાંટી એક માટલું પાણી ભરીને સ્મશાનમાં મૂકે. માટલાંની આજુ-બાજુ નળી મૂકે, માટલાં ઉપર ખાખરનું પાદડું મૂકીને રોટલા, ભાત ખારૂં, ચોરીનું કઠોળ, દહીં મૂકી દારૂની ધાર નાંખે છે.

ઘરે આવી છારિયા કે ગોવાળ વિધિ કરનારને ભાત, ઘી જમાડે છે. બાજુમાં એક ધોતિયું પાથરી દેવામાં આવે છે. સગાં-વહાલાં એનાં ઉપર પાંચથી દસ રૂપિયા મુકે છે. વિધિ કરનારને ૧ થી ૨ શીશા દારૂ, સફેદ કાપડ દાન પેટે આપે છે. ૧૦ કિલો અનાજ ૫ કિલો દાળ આપવામાં આવે છે.

**સૂતક ઉતારવાની વિધિ / ચાપરી સુખાલવાસી :**

સૂતક પાંચમા કે સાતમા દિવસે કરે છે. નર્મદાનું પાણી લોટો ભરીને અસેતરી અને સિંધીના પાન વડે આખા ઘરમાં છાંટે છે. ઘરને લીંપણ કરવામાં આવે તેને 'ચાપરી સુખાલવા'ની વિધિ તરીકે ઓળખે છે. સ્ત્રીઓ નદીએ સ્નાન કરવા જાય છે. નદીએથી સ્નાન કરીને આવ્યા પછી મોં વાળી રડે છે. તે દિવસે નદી કિનારે કે તળાવકાંઠે, ઝાડ નીચે પુરૂષો વાળ ઊતારે છે.

**બારમાની વિધિ :**

બારમાંને દિવસે મરનારનાં બહેન, બનેવી, મામા, કાકા, માસા ઉપવાસ કરે છે. આ દિવસે વાજિંત્રો

બોલાવે છે. માંદડ, ઢોલિયા આવે, ઢોલી વગાડે અમુક લોકો નાચે અને બંગાડીની વિધિ કરે છે. જેમાં જે કઈ ખાવાનું બનાવ્યું હોય તેની પૂંજ મૂકે, એક માણસ ઓઢણી ઓઢીને ઊભો રહે તેની આજુ બાજુ નાચે છે. જે વિધિ કરવાવાળો આવે તેને 'બહકીયો' કહે છે. મરનાર વ્યકિતના નામે દારૂની ધાર નાંખે છે. ઘરનાં દરવાજે મરી ગયેલો હોય એનો ભાણેજ મરઘીનાં માથા ઉપર જુવારનો લોટ નાખીને હાથની મૂઠીવાળીને મારે છે. એક શીશો દારૂ અને માટલી લઈ નદીએ પાંચ વ્યકિતઓ જાય છે. માટલીમાં પાણી બે તૂંમડી ભરીને લાવે છે. એક તૂંમડી માટલી ખાંડણિયાની જગ્યાએ મૂકે છે. એક તૂંમડી ઘરનાં દરવાજે મૂકે, ભાત ટોપલીમાં મૂકે, એક શીશો દારૂ, એક શીશો તાડી ખાંડણિયાની જગ્યાએ ધાર નાખે છે. કપડાં, પૈસા દાન પેટે મૂકે છે. માટલી બહાર લઈ જઈ ફોડી નાખે છે. વિધિ કરનારને રૂપિયા અને કપડાં દાન પેટે આપવામાં આવે છે.

બારમાંની રાત્રે સગાં-સંબંધીઓ ભજન મંડળીઓ લઈ આવે, આખી રાત ભજન કરી માંદલ, ઢોલ વગાડી નાચે છે. તેમનાં માટે સવા દશ શેર કે શકિત પ્રમાણે સુખડીનો પ્રસાદ કરે છે. ઘરની મુખ્ય સ્ત્રીઓ મરનારને યાદ કરી વહેલી પરોઢે મોં વાળી રડે છે.

તેરમાંના દિવસે ધરમનો ખાટલો ભરે છે. ખાટલા ઉપર ગોદડી, ચાદર પાથરી, ચોખા, દાળ, શાકભાજી, થાળી, લોટો અને વાટકો, જોડા વગેરે મૂકે. ભાણેજને ખાટલા ઉપર બેસાડે છે. મરનારનું નામ લઈ ને એમનું દાનપુન્ય જે હતું તે તેમના ભાણેજને અર્પણ કરવામાં આવે છે. આમ બોલી ભાણેજને આપી દે. મરનાર વ્યકિતોનો ફોટો ખુરશી ઉપર મૂકે છે. ફોટા ઉપર ચાંદલો કરી, નમસ્કાર કરીને પૈસા મૂકે છે.

આ દિવસે  સગાં-સંબંધીઓને, ગામનાં લોકોને દાળ, ભાત, લાડું વગેરે જમાડે છે.

ડુંગરાભીલ આદિવાસી સમાજમાં મરણની કેટલીક વિશિષ્ટ માન્યતાઓ છે. જેવી કેઃ

મરનાર રોગિષ્ટ, રક્તપિત વ્યકિતનું, હડકાયેલું કૂતરું કરડે, વીજળી પડે અને મૃત્યુ થાય ત્યારે મડદાને બાળવાને બદલે દાટે છે.

જો ગર્ભવતી સ્ત્રી મૃત્યુ પામે ત્યારે કોઈ જાણકાર વ્યકિત સાથે તીરથી તેના પેટ ઉપર ચોકડીની નિશાન કરે છે.

* જેની વાસના અધૂરી રહી ગઈ હોય, જેનું મૃત્યુ ઝાડ ઉપરથી પડી જવાથી કે અચાનક મરી ગયું હોય તેને કોઈએ કાંઈ કરી નાંખ્યું એવી માન્યતા છે. તેને બગાડ થઈ ગયો એમ પણ કહે છે. જે ભૂત થઈ બપોરે અથવા રાતવેળાએ લોકોને બીવડાવે કે રંજાડે છે. એવા જીવ અમુક વ્યકિતની અંદર આવી જાય છે અને રંજાડે છે.

* ગર્ભવતી સ્ત્રી મરી ગયા પછી વેસી બને છે. તેનો વાસ સીમમાં હોય તે રાત્રે નીકળી બંગડીઓ ખખડાવે છે. ચાલે ત્યારે ઊંધા પગલાં પડે છે અને બોલે ત્યારે મોંમાંથી ભડકા થાય છે. તેનો બરડો પોલો હોય છે. વેંસી પોતાના મરણ પછી પતિ બીજું પત્ની કરે તો તેની નવી શોકને નડે છે અથવા પુરૂષ ઉપર રોષે ભરાય તો તેનો જીવ લે ત્યારે છોંડે છે, એવું માને  છે.

## દેવનો ખ્યાલ

ડુંગરાભીલ સમાજ પરંપરાગત રીત-રિવાજો, કુદરતનાં સ્વરૂપોને પૂજે છે. ધાર્મિક પૂજા-વિધિમાં વિશિષ્ટ મહત્વ ધરાવતાં વૃક્ષોનું પૂજન કરે છે. ઈંદની માનતા કરવા માટે કરમ નું વૃક્ષ તથા કડાનાં વૃક્ષની વિશિષ્ટ રીતે પૂજા કરે છે. આ વનસ્પતિનો ઉપયોગ કરતાં પહેલાં પૂજા વિધિ કરે છે. આરાધ્ય દેવના પ્રતીક વૃક્ષમાંથી બનાવી બેસાડે છે. ખેતરમાં તથા ગામના ગોંદરે આવા દેવ પ્રતીકો બેસાડે છે, તે પરંપરા આજે પણ ચાલુ છે. જયાં દેવ બેસાડે તે સ્થળે વૃક્ષો ઉગાડે છે. આ પ્રદેશમાં દેવ-દેવીઓ જે જગ્યાએ હોય તે જગ્યાને 'માલુણ' કહે છે. દરેક ગામમાં માલુણો ઘણાં મોટાં છે. ઝાડનીચે દેવોનાં સ્થાનક કે ડુંગર ઉપર હોય છે. નજીકમાં તોરણ બાંધવા માટે ખૂંટડા રોપે છે. તેની આગળ દેવને ચઢાવેલાં માટીનાં ઘોડા અને ઢાબુ મૂકે છે. દરેક જીવન પ્રસંગમાં ધાર્મિક વિધિ કરે છે. પોતાના જીવનના રક્ષણ, ખેતીવાડીની વૃધ્ધિ, સમૃદ્ધિ અને આરોગ્ય માટે જુદાં જુદાં દેવ-દેવીઓને પ્રસન્ન રાખે છે. તે માટે માનતાઓ રાખે તે ફળે ત્યારે પોતાની અનુકૂળતાએ માનતા કરે છે. ડુંગર દેવ તરીકે, ગાય, નદીને માતા તરીકે પૂજે છે. આ ઉપરાંત પવન, ચંદ્ર, સૂરજ, અગ્નિને દેવ તરીકે પ્રકૃતિને આધારે તેમની પૂજા કરે છે.

### દેવ-દેવીઓના નામઃ

**ગામના દેવઃ** ગામદેવ, વેરાઈ માતા, ફેણાઈ માતા, કૂણબી રાણો, નાગદેવ, સીમાળિયા દેવ વગેરે.
**ખેતરના દેવઃ** ખતરી દેવ, કરણી દેવ, બાવલપતિ રાજ દેવ, અલપતિ દેવ, ગાય માતા વગેરે.

**ખાસ દેવોઃ** રાણીકાજલ, ફેણાઈ માતા, દેવ મોગરા, ઝાંઝર માતા, પાંડુરી માતા, ઈંદ રાજા, બાબો હૂડોળ વગેરે.

**પ્રાકૃતિક તત્વોના રૂપમાં દેવદેવી** : ધરતી માતા, વાયુદેવ, સૂર્યદેવ, ચંદ્ર દેવ, જલદેવ, ડુંગરદેવ વગેરે.

**પશુઓ માટેના દેવોઃ** ગોહરી દેવ, વાઘ દેવ, બાબલાકડિયા દેવ

**બિમારીને લગતાં દેવઃ** ચૂલ/શૂલદેવ,

**બીજા અન્ય દેવ** : ભાથીજી મહારાજ, શંકરભગવાન, રામ-સીતા, ગણપતિ, અંબામાતા, કાલિકામાતા, હનુમાન, રામદેવપીર વગેરે

કુટુંબનો વડો પુરૂષ ધાર્મિક કાર્ય કરે છે. દેવ-દેવીઓનું પૂજન કુટુંબનું કર્તવ્ય ગણાય છે. આ ધાર્મિક ક્રિયાકાંડો અને પૂજા વગેરે કાર્યોની જવાબદારી સંભાળે છે. કુટુંબનો વડો જયાં સુધી જીવતો હોય ત્યાં સુધી ધાર્મિક કાર્યો કરવાની પોતાની ફરજ ગણે છે.

સમાજમાં થોડાં વર્ષો પહેલાં રેવાકાંઠાના રાનીપરજોમાં ધાર્મિક પ્રચાર વિશ્વનાથજી મહારાજે કર્યો. તે પહેલાં આદિવાસીઓ પોતાની જૂની પરંપરામાં જીવતાં હતાં. વિશ્વનાથજી મહારાજે ઘણાં સ્થળોએ યજ્ઞો કર્યા. નસવાડી તાલુકામાં 'પાલા ગામે' મૅણ નદીનાં કાંઠે સ્મશાન ભૂમિમાં પડાવ નાખી, લોકોને સુધારવાની શરૂઆત કરી. તેમના પ્રચારથી ઘણાં ડુંગરાભીલ આદિવાસી ભકતો થયાં. વિશ્વનાથજી મહારાજે રામાનંદી પંથનો પ્રચાર કર્યો. પાલામાં જન્માષ્ટમીનો ઉત્સવ ઉજવાતો. ધીમે-ધીમે પાલામાં જન્માષ્ટમીનો મેળો ચાલુ

થયો. તેમનાં ભકતોમાંથી મેવાસનાં ધરમદાસ, ખુંટાલિયાના દલુ મહારાજ, લાલ મહારાજ, કવાંટના છોટુ મહારાજ જેવાં ઘણાં ધર્મ પ્રચારકો થયાં. વિશ્વનાથજી મહારાજના પ્રચાર પછી બહારના લોકો આદિવાસીઓમાં પ્રવેશતા થયાં, કબીરપંથ, કૈવલપંથ, સનાતન ધર્મ, શિવપંથ, સ્વામી નારાયણ વગેરે ધર્મસંપ્રદાયનો પ્રચાર થયો.

**દીવાસો :**

દીવાસાનો તહેવાર ડુંગરાભીલ સમાજ અષાઢ મહીનો વરસાદ પડે ત્યારબાદ ખેતરમાં વાવણી કરીને આ તહેવાર ઉજવવાનું નક્કી કરે છે. અષાઢની અમાસ પહેલાંનાં દિવસોમાં ગામના લોકો ભેગાં મળીને નક્કી કરે છે. દીવાસાની ઉજવણી દરેક ગામ એક જ દિવસે કરે તેવું બનતું નથી આ તહેવાર જે-તે ગામનો પૂજારો અને વડીલ વ્યકિતઓ ભેગાં થઈ નક્કી કરેલાં દિવસે ઉજવે છે.

નસવાડી તાલુકામાં ડુંગરાભીલ સમાજમાં આગળના દિવસે ગામની ભાગોળે વાંસના બે બંબુ રોપી તોરણ બાંધે છે. જેમાં વચ્ચે નાળિયેર તથા આજુ-બાજુ આંબાનાં પાંદડાં ગૂંથેલાં, વચ્ચે ડુંગળી અને થૉરના નાનાં ટુકડાં હોય છે. પોતાનાં ઘરનાં ઝાંપે-દરવાજે લીમડાં અને આંબાના પાનનાં તોરણ બનાવી બાંધે છે.

દીવાસો ઉજવવાનો હોય તેનાં પહેલાં ગામમાંથી દરેક ઘરેથી મહુડાં ભેગાં કરે છે. જેનાં ઘરે મહુડાં ના હોય તેવાં વ્યકિતઓ રૂપિયા આપે. આમ દેવનો ફાળો આપે છે. ગામમાંથી દરેક ઘરેથી મહુડાં આવી

ગયાં પછી ગામના ત્રણ વ્યકિતઓ મહુડાં ભરવાની તૈયારી કરે અને આ ત્રણે વ્યકિતઓ ગાયના દૂધથી માથું ધોવે છે. તેમણે પાણી પણ જાતે લાવીને મહુડાં રાશમાં ભરે છે. વ્યકિતઓને જમીન પર જ ઊંઘવાનું હોય છે. તેઓ ખાટલા પર ઊંઘતા નથી. ત્યાર બાદ, પાંચ દિવસે મહુડાં ગાળે છે. આ ત્રણે વ્યકિતઓ મહુડાનો દારૂ ગાળે છે. આ વ્યકિતઓને દેવના દિવસે ઉપવાસ કરે છે. દારૂ તૈયાર થયાં પછી, પૂજારો અને બીજા ત્રણ વ્યકિતઓ નદીએ સ્નાન કરવા જાય તે વખત ખોબો પકડી દૂધ લઈ માથું ધોવે છે. ત્યાર બાદ, મરઘીની બલી આપવામાં આવે અને ગામની સ્ત્રીઓ ઘરેથી રોટલા, દાળ, ભાત રાંધીને લઈ આવે છે. જયાં મહુડાં ગળાતાં હોય ત્યા આવે અને ભેગાં બેસીને બધાં જમે છે.

**ગાયણાનો દિવસ :**

પરુબરાય અને આથાડુંગરીનો પહેલો છોકરો બાબોદિવાસો, ઈંદરાજા, ઉપાહનીપાહ, રાણી કાજલ, ગીંબરાયો, રાણીદીવાલી એ પેઢી-દર પેઢીમાં વહેંચાય ગયા હતાં. આ દેવોને ભેગા કરવાના દિવસને દિવાસા તરીકે ઉજવે છે.

દેવોને મનાવવાં બાબવાઘણ, મોગીસરકાર, રાજા ફાન્ટો, ગાંડો ઠાકર, નાનીવેરાય, મોટીવેરાય, બાબહુડલો, લીલી પાંડીકુંવર લીલી સાપણને પગ નીચે ડાબી દેજો એ ભાવથી પૂજારો નવ ભાગ મૂકે છે. પૂંજારો તાજા દૂધથી ગામનાં પટેલનાં ઘરે પૂજે છે. ગામદેવતી, ઉપાહનીપાહ, બાબહુડલો, બાબોદિવાસો અને રાણી દીવાળી પગમાં ઢાંક બાંધે છે. 'માલગુ ગુવુ' ગાયણ એ બધા દેવો ભેગા થઈને દીવાસાની

ઉજવણી કરે છે.

ગાયણાની રાત્રે પટેલનાં ઘરે 'મોંડલો' પાડે, કારણ કે પરુબરાયને ગમ્યું ન હતુ. એટલે બેડિયા કાઢે છે. જો બેડિયાં કાઢવામાં નહીં આવે તો બાબાદીવાસાની શોભા કેવી રીતે વધશે ? એટલે બાબા દીવાસાની શોભા વધારવા ગાયણાંની રાત્રે બેડિયાં કાઢે છે. જ્યાં બાબોદિવાસો જન્મયો તે જગ્યાએ સોનાની સોન પૂજે છે. બેડિયાં ડાંગરનાં ફૂલ (છોતરા) થી પૂજે ત્યારથી દીવાસાનો દીવો સળગાવે છે.

ગામનાં વડીલ વ્યકિતઓ એવું કહે છે કે, બેડિયાની ખીણ અને તુલિયાની ખીણમાંથી ઉપાહનીપાહ પસાર થયાં હતાં. એટલે ઉપાહનીપાહ પસાર થતી વખતે સોનાનાં ફૂલ અને રૂપાનાં ફૂલથી પૂજા કરી હતી. એટલે ઉપાહનીયાહને દૂધ અને મરઘો ચડાવીને પૂજા કરે અને ગામનાં પટેલનાં ઘરેથી દીવો કાઢવામાં આવે છે. ત્યારે ગામનો પૂજારો હરખનાં આસું સારતો-સારતો ઘરમાંથી બહાર નીકળે છે. મોટેથી બૂમો પાડે ત્યારે ગામના લોકોને ખબર પડે છે કે, પટેલનાં ઘરેથી દીવાસાનો દીવો નીકળી ચૂક્યો છે. ત્યાંથી દીવો ગામ દેવત્યો દેવની પૂજા કરવા માટે લઈ જાય, ગામ દેવની પૂજા કરે છે.

ગાયણાંની પૂજા 'સોનાની' થાળીમાં પાણી ગરમ કરી પૂજા કરવાની જગ્યાએ છાંટે. પાણી ગામનો દેવત્યો દેવની પૂજામાં લઈ જાય. પૂજામાં અગરબત્તી, નાળિયેળ વધેરીને બે થી ત્રણ બિલીપત્ર, ચોખા ચઢાવે, ભગવાનને તિલક કરી પૂજા વિધિ કરે. ગાયણાની રાત્રે દીવાસાની પૂજા વિધિ શરૂ કરે ત્યાં નવ ભાગ મૂકે છે. પહેલો ભાગ ગીબરાયાને, બીજો ભાગ પરુબરાયાને ત્રીજો ભાગ ઉપાહનીયાહને, ચોથા ભાગ મોગીરાજાને, પાંચમો ભાગ આટાલીકુળાને, છટ્ઠો ભાગ આહીરાજાને-પાહીરાને, સાતમો ભાગ બાબવાઘણને,

આઠમો ભાગ હીવારીયા દેવને અને નવમો ભાગ સીમાળિયા દેવને મૂકી પૂજા વિધિ કરે છે.

એક બાજુ ઘરમાં ગાયણાંની રાત્રે પૂજા કરે, બીજી બાજુ બહાર હારબંધ છોકરીઓ અને વચ્ચે છોકરાની જોડ એ પાવો વગાડે છે. છોકરીઓ હાથમાં નાની ઘુઘરીઓ વગાડી ગીતો ગાતી જાય છે. યુવાન-યુવતીઓ અનહદની મજા માને છે. પટેલના ઘરેથી ગામ દેવની પૂજા કરવા જાય છે. ગામ દેવત્યો દેવની પૂજા વિધિમાં ગામના દેવને એવી રીતે મનાવે છે કે, 'તમે અમને સારાં રાખ્યાં, ખુશીથી ખાવા-પીવા આપ્યું, એવી રીતે ફરી પાછા અમને સુખી રાખજો, અમારાં ઘરમાં બરકત વધે, જંગલનાં કોઈપણ જાનવર અમને સ્પર્શ ન કરે' એવી ભાવનાથી ગામનાં દેવની પૂજા કરે છે.

**દેવનો દિવસઃ**

ગામ દેવની પૂજા કરી પૂજારો મોટાદેવના સ્થળે જાય છે. ગામ લોકો ભેગા થઈ એક વર્ષે દૂધથી પૂજે છે. બીજા વર્ષે ગીબરાયાને બકરો ચડાવીને પૂજે છે. દીવાસાની પૂજા વિધિ કરવા માટે ગામનો કોઈક વૃદ્ધ આગેવાન 'કુંવારિયો' બને છે. આ વિધિ કરવા માટે મહુડાં બોળે છે. કુંવારિયો સાત દિવસ સુધી સંયમ પાળી કોઈનાં ઘરે જમતો નથી. સ્ત્રીનો સ્પર્શ કરતો નથી. ભીંડીની ભાજીને પકડતો નથી, પ્રકૃતિમાંથી કોઈપણ વૃક્ષ કે વેલાને તોડતો નથી. તે ખાટલા પર ઊંઘતો નથી, જમીન ઉપર ઊંઘે છે. દીવાસો પુરો થાય ત્યાં સુધી નિયમોનું ચુસ્તપણે પાલન કરે છે.

પૂજારો કે બડવો દૂધકળીનાં પાંચ પાન હાથમાં લઈ પાણીમાં બોળીને દેવના સ્થાનકે પાણી છાટી

છાંણથી લીંપણ કરી. ગામમાંથી પૂંજ એક ટોપલો કે ધોતીમાં ભેગી કરે તે થોડી થોડી મૂકે છે. પૂજારો દેવની પૂજા કરે અને બિલીના પાનમાં પાત્રી મૂકે છે. રાજા ફાન્ટા નામની એક કટવી, બીજી નાગ દેવની કટવી મૂકે. આ બધી વિધિ પૂરી થાય એટલે નવ મરઘાં મારે. સાત સાગનાં પાન વાગુલીયા દેવના નામ પર પાન દાબામાં પથ્થર નીચે મરઘો મારે છે. ગોહરી દેવની પૂજા વિધિ કરી દેવ, કનબી નામ પરથી એક કટવી મૂકાય છે. આ જગ્યા પર એક સાગના વૃક્ષની લીલી ડાળ રોપે છે. ગાયો કે બળદો ચારે તે પાંચ વખત વાંસની, સાગની ડાળો રોપી તેના પાંચ ફેરા ગાયોને બળદોને ફેરવે છે.

દેવનાં મહુડાં કુંવારીયો જ ગાળી દારૂ લઈને જાય છે. પૂજારો જેને દારૂની વારી આપવા કહે તેને આપે છે. કારણ કે, એ ચોખ્ખો દારૂ દેવોને આપવાનો હોય છે. આ વિધિ બાબવાઘણને મનાવવા કરે છે. જો વાઘણ નહીં માને તો પશુઓનાં ગામ ગુંદરામાં આવીને તેને ખેદાન-મેદાન કરે એવું માને છે.

આલીમોવાણ અને કાલીમોવાણ, ડુડીયો મહુડી, કાળી મહુડી, ઝેરની મહુડીને મનાવવા માટે ગામનો પૂજારો પોતે પણ મહુડાં બોળી દારૂથી પૂજા કરે છે. જગતનાં દેવોથી માંડી વૃક્ષોનાં પાન વેલને મનાવીને પૂજારો પૂજા કરે છે. નાની વેરાય, મોટી વેરાય, પાનખખડી, વીરબારી, નાની સાવદી, મોટી સાવદી, આંખ રુડીયો, કુંદુરાણો, બાબ કોંદરાની ગીરીમાળા, કુકડાં કોલતરાંના દેવને કોયલાં કુળાની ખીણને અને આહીરાજા-પાહીરાજાની પૂજા વિધિ કરે છે.

'બુમ ડુંગરીયો-બુમ મારે અને અવાજ ડુંગરીયો અવાજ કરે' એટલે આ અવાજ સાંભળીને બાબાદીવાસાને ખબર પડી જાય છે કે, જગતનાં દેવોની જાન આવે છે, ત્યારે બાબા દીવાસાને કંપારી છૂટી જાય એટલે

આલીમોવાણ અને કાલીમોવાણને કહે છે કે, 'તમે અહીં રોકાય જાઓ' કોંદરાના ડુંગરો નીચે બેસાડી દે છે. હું જ્યાં સુધી તમને નહીં બોલાવું ત્યાં સુધી તમારે આ ડુંગરોની ખીણમાં બેસવું પડશે. એવું બાબો દીવાસો કહે છે. બાબો દીવાસો એકલો ચાલતો-ચાલતો આગળ નીકળી જાય. કારણ કે, હું પણ આ જાનનો અવાજ સહન કરી શકતો નથી. તો તમે કેવી રીતે સહન કરી શકશો ? એટલે તમે આ ડુંગરોની ખીણમાં બેસી જાઓ, એવું કહે છે એટલે આલીમોવાણ અને કાલીમોવાણ આ ડુંગરોની ખીણમાં બેસી જાય છે.

આ જાનનો ખેલ ખતમ કરવા માટે જગતની સાપણો, બાબ વીખરાયો, મોગીસરકાર, રાજાફાન્ટો અને ગાંડો ઠાકુર, ગામદેવ, નાની વેરાય અને મોટી વેરાયને પૂજે છે. જગતનાં બધાં દેવોને મનાવવાની પૂજા કરે છે.

જૂન મહિનામાં વરસાદની શરૂઆત થાય પવન, વરસાદ સાથે સુસવાટા કરતો આવે હોય છે ત્યારે આદિવાસી સમાજ દેવોની જાન આવે એવું માને છે. દીવાસામાં તેની પૂજા વિધિ કરે છે.

દેવના દિવસે દેશી ચોખા ગાયના દૂધમાં રાંધે છે. ગામમાં દરેક ઘરે એક લાડુ આપે છે. દીવાસા પૂજવામાં આવે ત્યાં એક ખાડો ખોદવામાં આવે અને તેમાં એક કળશ દૂધ ભરે છે. એકથી બે કલાક સુધી રહેવા દેવામાં આવે છે. આ દૂધ ફરી કળશમાં ભરે, દૂધ વધ્યું કે ઘટ્યું છે તે જુએ છે. તેના પરથી વરસાદની આગાહી કરી કેટલો વરસાદ પડશે તે નક્કી થાય છે. આ દૂધનાં ખાડાની આજુબાજુ ઈયળો, કીટકો, જીવજંતુઓ આવી જાય તો નક્કી આ વર્ષે પાકને નુકશાન થશે એવું માને છે. આ જગ્યાએ નાના-નાના ગોળ પાંચ પથ્થર દૂધમાં પલાળીને દાટી દે છે. પથ્થરો બીજા વર્ષે દેવના દિવસે જ જુએ છે. આ પથ્થરો

વધ્યાં છે કે ઘટ્યાં તેનાં પરથી ખેતીમાં કેટલો પાક આવશે તે નક્કી કરે છે.

ગામનો પૂજારો પોતાનાં ઘરેથી દારૂ લાવે છે. ગામ લોકો પોતાનાં ઘરેથી પૂજા કરવાં માટે પૂંજ ઈંડુ અને મરઘીનું બચ્ચું લઈ આવે છે. મોટાદેવનાં સ્થાનેથી પાંચ વ્યકિતઓ સ્નાન કરવા જાય, સ્નાન માટે કુંવારિયો દૂધ લાવે. આ પાંચ વ્યકિતઓ પૂર્વ દિશાએ ઊભા રહીને પાંચ-પાંચ વખત દૂધ આપે. એવી શ્રધ્ધા રાખે છે કે, 'હે જળ દેવી લીલી-પીળી પીંજરામાં રહેનારી માતા આજે બધાં દેવોને એક-એક ભાગ આપે છે. અમે પાંચ ભાઈઓ માથામાં દૂધ નાખીને સ્નાન કરી રહ્યાં છે.' પગે લાગીએ છીએ અને મોટા દેવસ્થાને જવાનાં છે. એવી જળ દેવીને વિનંતી કરે છે.

પાંચ ભાઈઓ જમણા હાથે દૂધ લે છે અને કહે છે કે 'હે લખારી જુખારી' દેવી દેવતા આજથી અમને સુખ શાંતિ આપજો એવી હળવેથી બૂમ મારે માથામાં દૂધ નાખે, કુંવારિયો ગાયનાં છાંણથી લીંપણ કરી ત્યાં ચોખ્ખા દેવની પૂજા કરે છે. જયારે વરસાદ પડતો નથી ત્યારે કાળો બકરો ચઢાવે છે.

હનીયા અને પુનીયાનાં રાજમાથી ગાયગવલી દરિયાનાં કિનારે દરિયાનાં ફેંટા (સેવાળ)માં જન્મેલી અને હરણ જેટલી મોટી વાછરડી જન્મેલી અને સસલા જેટલો મોટો વાછરડો જન્મેલો ત્યારે તેમનો સંસાર ચલાવ્યો હતો. ઉપાહ-નીપાહ દેવ પુનીયાના રાજમાંથી દૂધ લાવીને માથું ધોયું હતું એટલે કુંવારિયો કુંવારી ગાયનાં છાણથી પૂજા કરવાની જગ્યાએ લીંપણ કરે છે.

દીવાસા દેવની પૂજા કરતી વખતે બિલીપત્ર શંકરભગવાનને ચડાવે છે. કારણ કે, શંકર ભગવાન અને પાર્વતીએ તે વખતથી સંસાર ચલાવ્યો હતો. શંકર ભગવાનને બિલીપત્ર સાથે ડાંગરના ચોખા ચડાવે છે.

સાથે માટીનાં ઘોડા અને કુડીયાં ચડાવે છે. બાબ ગોવલીયાનાં રાજમાંથી 'હેડાગવલી' ને ત્રણ પાનનો બિલી પત્ર ચઢાવે છે. કારણ કે, દરીયાનાં ફેંટામાં જન્મેલી અને સોનાની પીંજરામાં બેઠેલી નવમાં અને અઢારમાં નંબરમાં ગયેલી ત્યારબાદ રાજા ફાન્ટા અને ગાંડા ઠાકુરને ત્યાં ગયેલી પણ પાંડુરી માતાને માથામાં નાખવા દૂધ મળતું ન હતું એટલે રાજા ફાન્ટા અને ગાંડા ઠાકુરને પાંડુરી માતા એવું કહે છે કે, તમે તો મોગી સરકાર કહેવાઓ છો ! તમારું નામ તો ત્રણેય યુગોમાં ગુંજે છે. તમારું નામ તો નામ પૂરતું જ મોટું લાગે છે અને અમે તો મુશ્કેલીઓ સહન કરી રહ્યાં છે ! એવું કહીને માતા પાંડુરી ટોપલા જેટલું મોટું માથું કરીને ગવલીયાનાં રાજ્યમાં ચાલી જાય છે. પાંડુરી માતાને આવતી જોઈને ગવલીયો રાજા કહે છે કે, ''આવજો ...'' એવું ગવલીયો રાજા કહે છે કે, 'તમે કોઈ દિવસ અમારા ઘરે આવતાં નથી આજે તમે આવ્યાં છો !' કંઈ કામ લઈને આવ્યા ? ત્યારે પાંડુરી માતા કહે છે કે, 'મારે તો માથામાં નાંખવાનું દૂધ મળતું નથી એટલે તમારે ત્યાં દૂધ મળે છે એવું સાંભળ્યું હતું એટલે હું તમારા રાજમાં આવી છું. ગવલીયો રાજા કહે છે કે, 'દૂધ તો તમને મળી જશે.' તમે એક કામ કરો. આ રોટલાનાં ટુકડાં નોકરોને વહેંચી આપો એટલે પાંડુરીમાતા નોકરોને એક-એક કટકી રોટલો આપે છે. રાજા ફરી પાછો પૂછે છે કે, 'હું જે કામ આપીશ તે તમે કરશો ?' પાંડુરી માતા હા પાડે છે. એટલે ગવલીયો રાજા કહે છે કે, 'મારા ગઢમાં નવહુંડી નોકરો અને અઢાર નંબરમાં તમારે નોકરો સાથે કામ કરવાનું છે.' પાંડુરીમાતા કહે છે કે, 'એ કામ પણ હું કરીશ.' પરંતુ મારા માથામાં નાંખવા દૂધ મળતું નથી એટલે તમારાં રાજમાં દૂધ લેવાં આવી છું. આવાં શબ્દો સાંભળીને ગવલીયો રાજા પાંડુરી માતાની ફરતે નવ ફેરા ફરે છે. નવ મૂઠ અનાજ પાંડુરી માતાને આપે છે. નવ મૂઠ

અનાજનાં અઢાર ટોપલા ભરાયં છે. આ અનાજનાં પાંડુરી માતાના હાથમાં રોટલા જોઈને રાજાનાં નોકરો ખૂબ ખુશ થઈ નોકરો અંદર-અંદર વાતો કરે છે કે, 'આ સ્ત્રી કયાંથી આવી હશે ? આ લાડી તો નસીબવાળી છે'. આ કામ જોઈને રાજા ખુશ થઈ જાય છે.

લાડીએ બધું કામ ખૂબ સરસ કર્યું છે. પણ 'બારાગોવરીયાને તેરા ગોવરીયા' એ સોનાની કોદાળી અને રૂપાનું પાવડું લઈ લીધું અને નવમાં નંબર અને અઢારમાં નંબરમાં વાવણી કરવાં જાય એટલે એક જ વખત પાવડો ખેંચે છે ને બધી વાવણી થઈ જાય. આ કામ જોઈને ગવલીયા રાજાનાં આંખમાંથી હરખનાં આંસુ આવી જાય છે. આ જોઈને ખૂબ જ ખુશ થઈ જાય છે. ગવલીયા રાજાના રાજમાં નવ શિકામાંથી દૂધ ટપકે એ દૂધમાંથી છાશ બનાવવા માટે નવ 'હળકા' ખેંચી અઢાર માટલાં છાશ બની જાય છે એટલે હેંડાગવલી અને દૂધની ગવલી બંને બહેનો વાતો કરે છે કે, 'આ માતા પાંડુરીએ તો ખૂબ સારું કામ કર્યું છે.'

ભૂખ્યાંને કણકી ચોખા આપે છે ને વાંઝિયાને બાળક આપે છે. ઘરે આવેલાં માણસોને રોટલો પાણી આપે છે એટલે પાંડુરી માતાનાં નામે એક મરઘું ચડાવી નાની વેરાય-મોટી વેરાયનાં નામે એક નાળિયેર અને રૂપાનું ફૂલ ચઢાવે છે. બકરો ખાતાં-પીતાં દેવને ચડાવે છે. ઉપાહનીયાપાહ દેવને દૂધ અને મરઘું ચઢાવીને પૂજા કરે છે.

દીવાસાનો દેવ પૂજે છે. તેનાથી થોડેક દૂર 'બાબલાકડીયા' દેવની પૂજા કરે છે ત્યાં ગામના ઢોરોને ગોરી લાવે છે. આ ઢોરોની પૂજા કરવા માટે પૂજારાનાં હાથમાં 'ડેણીનું પાન' 'હિંદીયો ખોળ' (ઘાસ) લીલું મરચું, દેશી ડાંગરનાં ચોખા, જાર (જુવાર)નાં દાણાં લઈને પૂજારો આગળ અને ગામનો ગોરી પાછળ ચાલે

છે. ઢોરોનાં માથા રૂમાલથી ચોળે છે. કહે છે કે, 'જેવી રીતે અમને સારાં રાખ્યાં એવી જ રીતે ભવિષ્યમાં પણ અમને સારાં રાખજો' એવાં ભાવથી ઢોરોનાં માથા ચોળે છે. એક મરઘું ચડાવે એ મરઘું ગામનો ગોરી લઈ જાય છે, કારણ કે એ મરઘાં પર તેનો હક થઈ જાય છે.

'બાબ સોવરીયો' દેવ, બાબ વાઘણએ વાઘ-રીંછનો ચારવાવાળો છે એટલે વાઘ રીંછને મનાવવા માટે બાબ લાકડીયાં દેવની પૂજા કરે છે. એવી જ રીતે ગામનો ગોરી પણ 'બાબ લાકડીયા' દેવની પૂજામાં ભૂલ થઈ જાય તો પશુ અને મનુષ્યને ખતમ કરી નાખશે એવી માન્યતા ધરાવે છે. 'દોન બોઅડી' ગાયો (ધન) ચારે અને રેંજિયાનાં વગડામાં (જંગલોમા) બકરાં ચારે છે ત્યારે 'કાબરો' વેલો કાળું ટપકું, બીલું ટપકું, અમને કોઈ ઠેસ, ઠપકો ન વાગે, જંગલનાં કોઈપણ જાનવર, લીલી સાપણ, કાળી સાપણ અમને કોઈ ડાચુ (બચકું) ન ભરે અને જંગલમાં કોઈ પશુ પક્ષી કીડી-મંકોડા હેરાન ન કરે એ માટે બાબ સોવરીયો દેવની પૂજા કરે છે.

દીવાસા દેવનાં દિવસે બકરું મારે છે. તેનું માંસ ઘરે-ઘરે આપે છે. કારણ કે, દેવનાં દિવસથી ઘરમાં સાગનું પાન લઈ જાય છે એટલે સાગના પાનમાં થોડું-થોડું બકરાંનું માંસ પ્રસાદીનાં રૂપે આપે છે. ભગત લોકો દેવના નામે નાળિયેર આપે છે.

**તહેવારનો દિવસ**

તહેવારનાં દિવસે મોટાસ્થાન દેવસ્થળ પરથી નીચે ઊતરી ફળિયાનાં દેવની પૂજા કરે છે. 'કોલવેડો'

માલીયા મુડો 'જરવીયો' એ બધા દેવ દાબથી ઊપડીને 'જલહીદી' જતાં ન રહે એ માટે ફળિયાનાં લોકો દેવની પૂજા કરે છે. તહેવારનાં દિવસે બારી બારણાં, વાસણો સાફ કરી રંગે છે. બહેન જમવાનું બનાવે છે. તેની આંખમાં આંસુ આવવાં ન જોઈએ કારણ કે, અમારાં પૂર્વજો તહેવારે જમવા માટે ભૂખ્યાંને તરસ્યાં અમારાં ઘરમાં કોઈક જગ્યાએ શાંતિથી બેઠા હશે અને જો બારી, બારણા, વાસણો ખખડાવે આવે તો એ પૂર્વજોને ઘરમાં જે જમવાનું બનાવ્યું હોય તે ઘરના કોઈપણ સભ્યને આપ્યા સિવાય પૂર્વજોને આપે છે.

પૂર્વજોને ખાખરનાં પાનમાં બધી જાતનું જમવાનું પાણી, જમણી બાજુએ ફેરવીને એક-એક ભાગ મૂકતાં જાય, એ ભાગમાંથી જે ભાગ વધ્યો હોય તે વિધિ કરનાર પોતે ખાય છે. આ વિધિ પૂરી થયા પછી ઘરનાં સભ્યોને અને મહેમાનોને જમાડે છે. તહેવારનાં દિવસે ગામનાં લોકો દારૂપીને મોજમજા કરે છે. કેટલાંક યુવાનોનું જૂથ પીહા-વાંસળી વગાડતાં આવે છે. બીજી તરફ યુવાન સ્ત્રી-પુરૂષો તૈયાર થઈને ગામમાં જ્યાં દિવાસો નાચવાનું સ્થળ હોય છે ત્યાં જતાં હોય છે. ત્યાં આજુબાજુનાં ગામનાં લોકો ભેગા થાય છે. યુવાન સ્ત્રીઓ ગીતો ગાય છે. ભાઈઓ પીહાં વગાડે છે. યુવાન સ્ત્રી-પુરૂષો ભેગાં થઈને દીવાસો નાચે છે. દિવાસામાં નાચવા કૂદવાની અનહદની મજા માણે છે.

ડુંગરાભીલ સમાજ વાર-તહેવારે પ્રકૃતિનું પૂજન અને દેવતાઓનું પૂજન કરે છે. સાથે સાથે યુવાન સ્ત્રી-પુરૂષોની પસંદગી થતી હોય છે. આ તહેવારમાં સગાં વહાલાં, સાસરે પરણાવેલી બહેનો, મામા, ફોઈ અને મજુરીએ ગયેલાં ભેગાં થાય છે. દીવાસાનું મહત્ત્વ એટલાં માટે છે કે, પ્રકૃતિ અને દેવોનું પૂજન થાય છે.

**પોપડીયો તહેવારનો દિવસઃ**

ત્રીજા દિવસે 'પોપડીયો' તહેવાર, આખો દિવસ નાચી બાબા દીવાસાને વળાવવાનાં ગીતો ગાય છે. યુવાન છોકરા-છોકરીઓ બે લાઈનમાં ઊભાં રહે છે. વચ્ચે છોકરાઓ પીહા વગાડે છે. છોકરીઓનાં હાથમાં નાની-નાની ઘુઘરી લઈને વગાડે છે. દીવાસામાં ખૂબ આનંદ કરી બાબા દીવાસાને વળાવી મૂકે છે.

**રાણી દીવાળી :**

આથવા ડુંગર વાંજીયો હતો. તેની રાણીને બાળક ન થતું હોવાથી રાજાએ રાણીને છૂટાં છેડા આપવાં કહ્યું. રાણીએ રાજાને કહ્યું કે, 'રાણા છૂટા-છેડાં આપવાં હોય તો મને કોઈ વાંધો નથી. પણ તમારી માથાની પાઘડીનો છેડો વેંત ભરીને આપો.' પરંતુ રાજા પાઘડીનો વેંત છેડો આપવા તૈયાર નથી. રાણી ત્યાંથી નીકળી જાય છે. રસ્તામાં નવ તારીયા રાજા રાણીને પૂછે છે, 'રાણી કયાં જાઓ છો ?' નવ રાયાને રાણી કહે છે કે, રાણાએ મને છૂટાછેડા આપી દીધા. હું ગમે ત્યાં જઈને મારી જીંદગી વિતાવીશ, નિવાસ કરીશ. મારે છોકરા નથી એટલે મને કાઢી મૂકી છે. રાણી જાય છે અને કહે છે કે, 'મારે બાળક નથી, માટે હું આવી છું. રાણીને બાર વેંત ફેર-તેર વેંત દાતણ આપે. મોઢાંમાં નાખે છે. નવહરી છાણાં (ખાંડણિયા) ઉખલની આગળ મૂકી દીધાં. આ છાણાં સાંબેલું લઈ ખાંડવા કહ્યું. મોઢામાં દાતણ રાણી પલાઠી વાળીને ખાંડવા બેઠા હતા. આ છાણાં ખાંડવા દીવાળીના દિવસેથી બેઠી. બીજા વર્ષની દીવાળીએ છાણાં ખાંડી પાડ્યાં. જયાં રાણી ખાંડવા બેઠી ત્યાંથી રાણીને ઊઠાતું ન હતું. રાણીને બે હાથે પકડી ઊભાં કર્યાં. આ સમયે રાણીને

પગ મૂકવાનું ભાન ન હતું. બાર વેંત ફેર-તેર વેંત લાંબો દાતણ એક વર્ષ સુધી ચાવીને એક વેંત રહ્યો હતો. વેંત ભરીને દાતણ રાણી દીવાળીએ ચીરી દીધું. લોટામાં પાણી લઈ હાથ પગ મોઢું ધોઈ નાખ્યું. નવ તારીયા ખાંધ પર સોનાની થાળી ઘસીને માળે ચઢી મોસેટીમાં નવ તારીયા દાણાં નવ ચોખા કાઢીને થાળીમાં બોળી આપ્યાં. રાણીએ એક વર્ષ વનવાસની જેમ દુઃખ વેઠવું પડ્યું.

રાણીને બાળક મળવું પાત્ર છે. રાણી રસ્તામાં જાય માસિક આવે છે. પાંચ દિવસ પછી રાણી પરબદેવ સાથે પ્રેમ કરી જીવન વ્યવહાર શરૂ કરે છે. રાણીના ગર્ભને નવ મહિના ને નવ દિવસ થાય છે. રાણીને પેટમાં દુઃખાવો થાય ત્યારે હુંની હુંવારકીને પરબદેવ તેડી લાવે છે ત્યારે આથવા ડુંગર કહે છે કે, 'હુંની હુંવારકી નઈ ચાલે.' આથવા ડુંગર રાણીને પૂછે છે અને પરબદેવને કહે છે, 'ડાંગ લઈ આવ, આ ડાંગ લઈને આથવા ડુંગર પરબદેવને મારે છે.' ત્યારે રાણી કહે છે કે, 'બાળક ન મળવાના કારણે છૂટાછેડાં તમે આપ્યાં હતાં. રાણીએ આથવા ડુંગરને પાંચ ડાંગ માર્યા. પરબદેવ હુંવારકીને વાળે પકડીને દરિયામાં લઈ ગયા. ફેંટાની જાળ દરિયામાં નાખી. એક-એક જાળ દરિયામાં નાખે તો એક મણ માછલાં દરિયામાંથી કાઢે છે. કરચલાને પણ હલાવી ને કાઢ્યા. એમા તો અંગુઠો તોડી લઈ ગઈ. અંગુઠો ટુડીયો આ અંગુઠો અડાળીએ તો એ મરેલો અંગુઠો કરડ્યો. ત્યારે કહે કે, 'હું આવી રીતે રહું છું કેવું બનેવી એવું કહેતાં હતાં. તમારી બહેન ને પેટમાં દુઃખે છે. વાળની જાળ પગમાં મૂકી. દેવાની હવે ચાલો આપણે જઈશું, 'એમ કહીને વાટે ચાલવાં લાગ્યાં. મણ માછલાં હીમડે કળાયામાં નાખી દીધા. દેવને કહે, 'નીચે કાકડા પેલાં અને ઉપર જીવતાં હતાં તેઓ જવાની ઉતાવળ કરતી, માટે કડાયો ચૂલા પરથી ઊતારી દીધો. 'વાહરે', 'વાહ!' રાણા દરિયા

પાસેથી ફુલબાઈ લઈને પાંગરા નીચે બેઠી. ફૂલનું પાદડું દાટી દેવામાં આવ્યું. કલહયું શોધી કાઢીયું. તેની અંદર પેશાબ કરી દીધો તો બનેવી પરબદેવ હાથ ધોવા આપી દીધું. આખી વેંત ભરીને ધરતી ફૂટી ગયેલી તો પરબ દેવ ધરતીમાં દાટી દીધાં. ચાલો જતાં રહીએ એમ કહીને ચાલવાં લાગ્યાં. જતાં જતાં બાળક થયું છે તો આપણે હવે સાથે જ રહીશું . જતાં-જતાં રાણીનું પેટ દુઃખી આવ્યું. દાતણ પુરૂં થતાં હુંવારકી આવી. પેટ હલકું બન્યું સ્નાન કરી તેની પાછળ બાળક દીવાસો પહેલો પગ નાખી તૂટી રહેલાં વાળ દીવાસો ગયો. રાણી દીવાળી એક ખભામાં માંદલ, ગળામાં ઢોલ, હાથમાં થાળી, થાળીમાં દીવો લઈને મંડળી બેઠી. દીવાળી તેનું નામ. રાણી દેવ દીવાળીની પૂજા થાય છે. એનાં નામનો દીવો કાઢે છે. હા, રાણી દીવાળી વારા વીગરુ દુઃખે ઘરવાડે ચરાવીને રાખજો. બાલમતીમાં બાળ બચ્ચાથી ખેતરોમાં ગાયો, ભેંસો સૂની નદીઓ બળદ પાળવાનાં છે. એનાં માટે ખેડૂત રાજા રાણી દીવાળીને શરાફ પૂજે છે. ખેતી કૂડી પાડુ રાણીનાં નામે ખેડૂત રાજા. રાણી દેવ દિવાળીની સેવા કરે છે.

**દંતકથા : ૨**

ડુંગરાભીલ સમાજ દેવદીવાળી કેમ ઉજવે તેનું રહસ્ય શું છે? તે જાણવું ખૂબ જરૂરી છે. હજારો વર્ષ પહેલાં કેટલાંક વર્ષથી વરસાદ ઓછો પડતો હતો. તેથી દર વર્ષે માણસો, પશુપક્ષીઓને જીવવાની મુશ્કેલી પડતી હતી. પરંતુ, એકવર્ષે બિલકુલ વરસાદ પડ્યો ન હતો. વાદળ હોય, ગાજે નહીં, વીજળી ન થાય, આ બધું સુમસામ થઈ ગયું. તે વર્ષે દુષ્કાળ પડ્યો. સમગ્ર ઝાડપાન સૂકાવાં લાગ્યા. પશુપક્ષી, માનવીનાં

મૃત્યુનાં ઢગલા થવાં લાગ્યાં. ખૂબ જ ઓછા પ્રમાણમાં ઝાડપાન, પશુપક્ષી, માણસો બચ્યાં હતાં. પરંતુ, તે પણ છેલ્લાં શ્વાસ લઈ રહ્યા હોય તેમ મૃતઃપ્રાય હાલતમાં હતા.

લોકો થોડા જીવતાં હતાં તેમણે લુપ્ત થઈ ગયેલી વીજળીને ચમકતાં અને ગાજને લાવવાં પૂજા અર્ચના કરવાં લાગ્યાં. વીજળીને મનાવવાં લોકો રાણીકાજલના ડુંગરે ચઢયાં. ગાજને લાવવાં લોકો કાળિયામેઘના ડુંગરે ગયાં અને વિનંતી કરી. આખરે માતાજી પ્રગટ થયાં. સાક્ષાત્ દર્શન દીધાં. પોતાની આંખોથી સમગ્ર જીવસૃષ્ટિનું પતન થયેલું તે જોયું. તેને જોઈ માતાજીની આંખોમાંથી કરુણારૂપે સહસ્ત્ર આંસુ ટપકવાં લાગ્યા, થોડા સમયમાં જ વાદળા બંધાયાં. ગાજ-વીજ થવા લાગી, ખૂબ વરસાદ થયો અને ફરીથી જીવસૃષ્ટિ સજીવન થઈ. જીવમાં જીવ આવ્યો. તેનો આનંદ ઉલ્લાસ સમગ્ર દેશમાં વ્યાપી ગયો તેની ખુશીમાં આજ દિન સુધી માતાજીનો આભાર માનવા દીવાળી ઉજવાય છે.

ઈંદ :

ડુંગરાભીલો 'ઈંદ' ની પૂજા વિધિ કરે છે. આ ઉત્સવમાં પૂજા-પાઠમાં કનબાની ડાળીઓ રોપે છે. લાકડાંનો ખીલા જેવો એક આકાર સુથાર પાસેથી બનાવી તેને રોપે છે. તેની સામે ડાંગરના દાણાં તથા બિલીના પાનથી પૂજા કરે છે. તેની સાથે અડદનાં ઢેબરાં બાંધે છે. ઈંદમાં જે રીતે બાધા રાખી હોય અથવા દર વર્ષે કરતાં આવ્યા હોય તે પ્રમાણે બકરાં (બે-ત્રણ કે તેથી વધારે) પણ મારે છે. ઈંદમાં ડાળો રોપી હોય તેની ચારેય બાજુ ઢોલ વગાડી નાચે છે. પૂજામાં દારૂ, તાડી વાપરે છે. આમ આ રીતે ઈંદનો તહેવાર

ઉજવવામાં આવે છે.

ઈંદરાજાની પૂજા વિધિમાં બે કુંવારીઓ અને બે કુંવારા છોકરાઓને લોગણિયા તરીકે ઓળખે છે. ઈંદરાજાની ડાળો રોપવા માટે ઘરની સામેનાં ખુલ્લાં ભાગને સારી રીતે સાફ કરીને લીંપીને જેટલી ડાળો રોપવાની હોય તેટલાં ખાડા ખોદે છે. બડવો અને ઘરમાલિક ઢોલ, શરણાઈ તથા કંકુ-ચોખાથી વધાવે છે. નાડા છડી બાંધે, ઢોલ શરણાઈ સામે દારૂ તરાપે છે. સુથારને સાગનાં લાકડાંનાં ખૂંટા ઘડવા આપે છે. બે આંબાના લાકડાંમાંથી દેવ માટેનાં પાટલાં ઘડાવે છે. જાતરની બાજુમાં ખત્રી બેસાડે છે. જેમાં માટીનાં ઘોડાં અને ઢાબૂ મૂકીને પૂર્વજોની આત્મ શાંતિ માટે તેમની પૂજા કરે છે. જાતર નાખી બેસાડી બડવો અખાડામાં આવે છે. જાતર બેસાડેલ હોય ત્યાં આવીને દીવો સળગાવે છે.નાળિયેર વધેરી બકરું અને મરઘું મારે છે. સાંજના સમયે ઈંદરાજાની ડાળો લેવા માટે જાય છે.

ડાળો લેવા માટે ફળિયાના લોકો, બડવો અને બધા ઢોલી સાથે નાચ-ગાન કરતાં જાય છે. સાથે એક વધામણું અને મરઘું તેમજ ટોપલીમાં ઢેબરાં અને મોળો ભાત લઈ જાય છે. કણબા, કડો જેવા વૃક્ષો હોય ત્યાં જઈ આ વૃક્ષની ડાળો કાપ્યાં પહેલાં વૃક્ષનાં થડમાં પૂજા વિધિ કરે છે. ઢેબરાં અને મોળા ભાત સાથે મરઘાંની બલી આપે છે. સાથે શ્રીફળ વધેરે છે. બહેનો એક બાજુ બેસીને ગીતો ગાય છે. ડાળો કપાઈ ગયાં પછી ડાળોને રમાંડતાં-નાંચતાં-કૂદતાં ઘરે લઈને આવે છે. ઘરનો માલિક તથા તેની પત્ની ડાળો વધાવે છે. જયાં આંગણામાં ખાડો ખોદેલો હોય, તે જગ્યા પર જઈને ખોદેલા ખાડામાં ડાંગર નાખી રોપે છે. અડદનાં

મોળાં ઢેબરાં પાંચ-પાંચ પરોવીને દરેક રોપેલી ડાળો ઉપર બાંધે છે. હળ પણ ડાળોની વચ્ચે મૂકે છે.

પાટલાં ઉપર જવારાવાળા ગંજીયા મૂકી તેની સામે ડાંગરની ઢગલી પૂંજ મૂકે છે. ઈંદરાજાની ડાળો રોપેલી હોય ત્યાં બડવો તેની પૂજા વિધિ કરવા જાય છે. બડવો ધૂણે છે. ત્યાં દેવ માટેનાં નામ પાડીને કટવા મૂકેલા હોય, તેમાંનાં દેવને પણ ઓળખાવે છે. નાંચતાં નાંચતાં જઈને બળવો ડાળોની ચારે બાજુ ફરે છે. ગામ લોકો અને સગાં સંબંધીઓ ડાળોની ફરતે આખી રાત નાચગાન કરે છે. સવારનાં પાંચ વાગ્યાના સમયે મરઘાં-બકરાંની બલી ચઢાવે છે. મરઘાં-બકરાંને માથામાં પાણી છાંટી ઝાડો લેવડાવી બલી ચઢાવે છે. મરઘાં-બકરાંનું કાળજું કાઢી કોલસામાં હોમ કરે છે. બકરાં-મરઘાંનો પ્રસાદ તૈયાર થયા બાદ બડવો ઈંદરાજાની રોપેલી ડાળો હોય ત્યાં હવન કરે છે. ત્યારબાદ ડાળોને પધરાવવા નાચ-ગાન કરતાં ઢોલ વાજાં સાથે કોતેડા, નદીમાં પાણી હોય ત્યાં જઈને ડાળોને પધરાવવા માટેની પૂજા વિધિ કરે છે. વડીલો ભેગા મળી જમવાનું બનાવે છે. તેમાં મરઘાં-બકરાંનું શાક તથા ભાત અને અડદના ઢેબરાં બનાવે છે. ગામ લોકો તથા સગાં-સંબધીઓને જમાડે છે.

### ખાન-પાન, આહાર વિહાર સંબંધિત માન્યતા

ડુંગરાભીલ સમાજમાં લોકો સામાન્ય રીતે ખેતીમાં મકાઈ, જુવાર, સામેલ, ડાંગર, વગેડુ (ડાંગર અને કોદરાનું મિશ્રણ) બાજરી, કોદરા જેવાં અનાજ પકવે છે. કઠોળમાં મુખ્ય અડદ, (ઉડધ્યા ડાઆ) તુવેર, (તુવી ડાઆ) મગ, (મોગળા) ચોળા, ચણા, વાલોળ, મઠની ખેતી કરે છે તેથી ખોરાકમાં પણ આ

ધાન્યોનો વિશેષ ઉપયોગ કરી સારી એવી વાનગીઓ બનાવે છે.

મકાઈ, જુવારનાં, ડાંગરનાં રોટલાં વિશેષ અને બાજરી અને ઘઉંનાં રોટલાં (રુટું) ઓછાં પ્રમાણમાં ખાય છે. રોટલાની સાથે અડદ કે તુવેરની દાળ બનાવે છે. ખીચડી-શાક અથવા રોટલા-શાક ખાય છે. દાળભાત એમનો મુખ્ય ખોરાક છે. ઘેંશ મકાઈનું ભૈડકું, દૂધ કે છાશ સાથે ખાય છે. પોતાના ખેતરમાં થતું હોય તે વિશેષ ખાય છે. વિવિધ વનસ્પતિઓ દાળ-ભાજી, શાક-ભાજી તરીકે ખાવાય છે જેમકે, ભીંડીની ભાજી, ફાંદની ભાજી, પુંવાડિયાની ભાજી, આંબલીનો મૉર, સરગવાની ભાજી, ચણાની ભાજી, મેથીની ભાજી વગેરે. તુવેર કે અન્ય દાળ સાથે રાંધી દાળ ભાજી બનાવે છે.

શાકભાજી તરીકે ઝરકલાંની ભાજી, કોલિયારની ભાજી, ગુંદાની ભાજી, પાલક, મેથીની ભાજી, કોલિયારની ભાજી, ગુંદાની ભાજી, પાલક, મેથીની ભાજીનો ઉપયોગ કરે છે. મસાલા તરીકે વપરાતું તીખું મરચું, મીઠું તથા લસણને ભેગું કરી ખલમાં કૂટીને કે લસોટીને તેનો ચટણી તરીકે ઉપયોગ કરે છે.

**ખાસ વાનગી :**

કોઈ મહેમાન આવે ત્યારે લગ્ન પ્રસંગે, તહેવારે અડદના ઢેબરાં મુખ્ય વાનગી તરીકે બનાવે છે. આ ઉપરાંત, મકાઈનાં ઢેબરાં, ચોખાના ઢેબરાં, પુરી, ભજીયાં, ચોખા કે ઘઉંના લોટનાં તીખાં કે ગળ્યાં, પુડાં બનાવે છે. ચોખા, અડદ, મઠિયાનાં પાપડ, તેલ કે ઘીનો શીરો જેવી વાનગીઓ બનાવે છે. કોળાની ખીર, તેલ કે ઘી સાથે ખવાય છે. સુશિયા, ઢોકળાં-ચોખાનો બાફેલો લોટ તેની સાથે કઢી બનાવે છે. વારે-તહેવારે

બકરાં-મરઘાંનું માંસ, દારૂ-તાડી ખાય પીવે છે. ઋતુ પ્રમાણે ફળો જેમકે કેરી, જાંબુ, ટીમરું, આંબળા, તરબૂચ, ચીકુ, સીતાફળ વગેરે ખાય છે.

**ખેતી અને વિધિ :**

ડુંગરાભીલો ડુંગરોની ધારે કે ખીણોની સપાટ ભૂમિ પર રહે છે. જમીન ખાડા ટેકરાવાળી, પથરાળ, ગોરાડુ અને ચીકણી છે. નાની મોટી ડુંગરીઓ ઉપર ખેડાણ કરીને ખેતી કરે છે. આ વિસ્તારમાં મોટા ભાગે વરસાદ આધારીત ખેતી થાય છે.

**હળ વિધિ :**

વરસાદ પડી ગયા પછી હળ ઊભું કરવાની વિધિ કરે છે. હળ પૂજવા માટે એક માટલામાં મહુડાં નાખે છે. પાંચ દિવસ પછી દારૂ બનાવે છે. પોતાના હળ, વરો, બળદોને તૈયાર કરી જોડે છે. 'ગણેશ દેવ અલપતી રાજા જાતો મહીનો ગણેશ દેવ ખાતરી મહીનો બાવલપતિ રાજા દેવ અલપતિ રાજા જોડીને' દારૂની ત્રણ વાર ધાર રેડીને દીવો સળગાવી મરઘીનાં બે ઈંડા ચઢાવે છે અથવા મરઘો ચઢાવે છે. હળ લાકડું જોડીને ભીંડી અને જુવારનાં ચાસ પાડે છે. ત્યાર પછી બીજાં અનાજની વાવણી કરે છે.

**ગમાણ વિધિ : (ગોમાળ વિધિ)**

ઘરમાં પશુઓ બાંધવા માટે ગમાણ કરે છે. વર્ષમાં એક કે ત્રણ વર્ષે ગમાણની પૂજા કરે છે. એક

માટલામાં મહુડાં નાખે છે. પાંચ દિવસ પછી દારૂ બનાવે અને ગમાણની પૂજા વિધિ કરે છે.

પૂજાના બોલ : 'ખાંડી કુટી કોલ માનતા કરેલી એનો છોકરો વાગણ તામણ, બે હેજા એકનું નામ ફાન્ટો અને બીજાનું વીણ્યો દેવ. વીણ્યાદેવ છોકરાનું નામ ચીળ ગુવા વીણ્યા દેવની માતાનું નામ દેવરૂપા, ફાન્ટાની માતાનું નામ વાણું ફાન્ટાની રાણીનું નામ દેવપાડલ ગુરી ગોમાણ'.

એના માટે મહુડાં નાખેલાં, પાંચ દિવસ પછી ગાળેલાં, રોટલા આપવા ગયેલી એનું નામ પાતારુ. દારૂ બનાવી નવ વ્યકિત ખરબુ નાખવા જાય. નવ રોટલા આપીને નદીએ સ્નાન કરવા જાય છે. નદીએ એક મરઘું મારે છે. રેતીથી પૂજા કરે અને ઘરે આવે છે. નવ ચાળિયો મુકીને બે વ્યકિત દારૂની બોટલ પકડીને વિધિ કરે છે. તે જગ્યાએ એક મરઘાંની બલિ આપે છે. નાળિયેર વધેરે છે. પાંચ અગરબત્તી સળગાવી કામ ચાલુ કરે અને એક બકરો, નવ મરઘાંની બલિ આપે છે. ચાંદલો કરે અને ચાર પાંચ વ્યકિતઓ પગે પડે છે. જે ઘરે દળી ત્યાં પગે પડે છે. વન ચાળિયો કોઢમાંથી ઘરમાં લઈ જાય છે.

**અખોરની વિધિઃ**

અખોરની પૂજા વિધિ કરવામાં આવે છે. આ કરમ પૂજવા માટે એક બોટલ 'કુરો' દારૂ રાણીના કરમ નીચીબ કિસ્મત ધણીનું કિસ્મત એમ બોલતા જઈ પૂજ પાડતાં વિધિ કરે છે. પૂજારો પૂજા કરે અને નવ વાર દારૂની ધાર પાડે છે. બે ઈંડા ચઢાવી અને નવ મરઘાંની બલી આપે છે. લોકો ભેગા થઈ જમવાનું બનાવી ખાય છે.

**ખતરીની વિધિ : (પૂર્વજ)**

ખતરી દેવની વર્ષમાં એક વાર પૂજા વિધિ કરે છે. માટીનાં ઘોડા-ઢાબુ ચડાવે છે. દીવો કરી ઘોડાને સિંદુરનું તિલક કરે છે. મરઘો મારી લોહી ઘોડાને લગાવે છે. મરઘાંના કાળજાંને કોલસા પર શેકી દારૂની ધાર તરાપવામાં આવે છે. પૂર્વજોના નામ લઈને પૂજા વિધિ કરે છે. પાક સારો થાય એવી માનતા કરે છે.

**વરસાદની આગાહી :**

પ્રકૃતિના બળે ખેતી, વરસાદ તથા આખું વરસ કેવું પસાર થશે ? તેનું અનુમાન તેઓ કરે છે. એટલે તેઓનું પ્રકૃતિ સાથેનું તાદાત્મય પણ જોઈ શકાય.

(૧) નદીનો સેવાળ સારો હોય તો વરસ સારો આવશે એવું માને છે.

(૨) ખાખરાના પાન 'ઝીરાઈ' જાય તે વરસ સારું હોય છે.

(૩) 'ઓળા'ની ડાળને જે દિશામાં વધારે ફૂલ આવે તે દિશામાં વરસાદ સારો આવશે તેમ માનીને વાવણ કરે છે.

(૪) વાદળના ગરભને આધારે વરસાદની આગાહી કરે છે.

(૫) 'બાગરા'ના ઝાડના ફળમાં જો ત્રણ બીયા હોય તો ત્રણ મહિના વરસાદ આવશે એવું માને

છે.

(૬) 'કાકડીયા'ના વૃક્ષને કાકડીયા વધારે લાગે તો તે વર્ષે મકાઈના ડોળા વધારે પાકે છે.

(૭) 'બુંડારા' વધારે લાગે તો કપાસ વધારે પાકે એવું માને છે.

(૮) વરસાદ ખેંચાય તો રાણીકાજલની પૂજાવિધિ કરે છે. રાણીકાજળનાં ડુંગર નીચે થાનક છે. ત્યાં એક મોટા પીપળા નીચે એક પથ્થર છે. તેની પૂજા કરે છે. આ સમાજના લોકોની એવી માન્યતા છે કે, જો આ પથ્થર પીપળા નીચેથી ખસી જાય તો વરસાદ પડશે નહિ પરંતુ, આ પથ્થર એ જ જગ્યાએ ઊંચકીને મૂકી દે તો વરસાદ આવે છે.

**ખેતીમાં સ્ત્રીની ભૂમિકા :**

સ્ત્રી ઘરનાં સર્વે કાર્યો સંભાળે છે. તે ખેતરમાં નીંદવા, લણવા વગેરે ઉપરાંત પશુઓનાં ઉછેરની કાળજી રાખે છે. ખેડવા સિવાયની સર્વે કામગીરી પુરૂષ સાથે કરે છે. આ ઉપરાંત, છૂટક મજૂરી કરી, પોતાનાં ખેતરમાં ઊગાડેલી શાકભાજી વેચી વધારાની કમાણી પણ કરે છે. મેળા કે હાટમાં જઈ ઘરવપરાશની જરૂરી વસ્તુઓની ખરીદી કરવાનું કામ તે જ કરે છે. આમ, પતિ સાથે એક સાથીદાર તરીકેની તેની કામગીરી છે.

**પ્રજનન સંબંધી માન્યતાઓ**

સ્ત્રીને માસિક આવે છે. તેને ડુંગરાભીલ સમાજ 'ઉગલુનોઅ' કહે છે. તે ત્રણ કે ચાર દિવસ રહે છે.

માસિકના શરૂઆતના બે દિવસ પહેલાં અને માસિક પછીના ચારથી પાંચ દિવસમાં સ્ત્રી પુરૂષ શરીર સંબધ બાંધે તો ગર્ભ રહે છે. સ્ત્રીને સુવાવડ થાય પછી સવા મહિના સુધી સ્ત્રી પુરૂષ શરીર સંબંધ બાંધતા નથી. જયારે, આવા સમયે સંબંધ બાધે તો સ્ત્રીને ગર્ભ રહી જાય છે.

**ગૂઢ વિદ્યા :**

ગુજરાતના અન્ય આદિવાસીઓ કરતાં પહેરવેશ, બોલી, સામાજિક તથા ધાર્મિક જીવન વગેરેમાં તેઓ ઘણાં જુદાં પડી જાય છે. તેમનાં ધાર્મિક જીવનનાં ભાગરૂપે મંત્રતંત્ર, મેલીવિદ્યા વગેરેમાં તેઓ અત્યંત શ્રધ્ધા ધરાવે છે.

ડુંગરાભીલ સમાજ જે ભૌગોલિક પરિસ્થિતિમાં જીવે છે. તેનું પ્રભુત્વ તેમનાં જીવનમાં ઘણું હોય છે. આ પરિસ્થિતિને ટકાવી રાખવા માટે અનેક સંઘર્ષો કરવા પડે છે. પોતાનાં પર આવી પડતી આફતો, દુઃખો, મુશ્કેલીઓ કે બિમારી વગેરે વિષે ત્રણ પ્રકારની માન્યતાઓ ધરાવે છે.

કેટલાંક પ્રાકૃતિક તત્ત્વો નાખુશ થતા હોય છે, જે આફતો આપે છે. કેટલાંક મેલા તત્ત્વો હોય જેવા કે ભૂત, ડાકણ, વેછી વગેરે જેઓ દુઃખો આપે છે. પિતૃઓ કે સગાંઓ પોતાની ઈચ્છાની પૂર્તિ અર્થે હેરાન કરે છે. આ ત્રણ પરિસ્થિતિમાંથી બચવાની, તેમનો સામનો કરવા વિવિધ સ્વરૂપો વિકસેલા જોવા મળે છે.

(૧) ભૂત

(૨) ડાકણ

(૩) વેશી

ભૂત : ડુંગરાભીલો ભૂતને મેલીવિદ્યાના એક મહત્ત્વના શકિતશાળી તત્ત્વ તરીકે માને છે. આમાં મરણ પામેલી વ્યકિતઓ, આત્માઓ જીવો ભૂત બને છે, પણ એ સામાન્ય પ્રકારનાં ભૂતના તત્ત્વો હોય છે. ડુંગરાભીલો જણાવે છે કે, કોઈ બડવો અથવા ભગત કે જેણે મંત્રતંત્રની સાધના કરેલી હોય તે વિદ્યા અધૂરી રહે ને મરી જાય ત્યારે તેવાં જીવો અતિ ભયંકર અને શકિતશાળી ભૂત સ્વરૂપે પ્રગટે છે. આ ભૂત પીપળો, આંબલી કે મોટા ઘટાદાર વૃક્ષમાં રહે છે.

**(૧) મસાણિયો ભૂત :**

આ ભૂત સ્મશાનમાં રહે છે. તે મોટા ભૂતોમાંનો એક છે. તેનો દરજ્જો એક રાખ જેવો હોય છે. તે માથે પાઘડી, અંગરખુ અને હાથમાં હુક્કો રાખે છે. અનેક ભૂતડાં તેની સેવા-ચાકરી કરે છે. તેની સાધના કરવાથી અનેક નાનાંમોટાં કાર્યો કરી આપે છે. દરેક વારતહેવાર તેની પૂજા કરે છે. ખાસ કરીને વ્યકિતનું શ્રાધ્ધ કરે ત્યારે મસાણિયા બાજ આ ભૂત માટે જ મૂકે છે.

**(૨) કરમધ્યો ભૂત :**

આ ભૂત કરમના વૃક્ષમાં રહે છે. પૂજા માટે જયારે આ ઝાડની ડાળી કાપે છે, ત્યારે આ ભૂતના નામનો ભોગ ત્યાં આપે આવે છે. આ ભૂત પણ ઉપદ્રવી ગણાતો નથી.

ડુંગરાભીલો ભૂતની સાધના અલગ પ્રકારનાં સારાં-નરસાં કાર્યો કરાવાના એક સાધન તરીકે કરે છે. આમ, ભૂત સાધકના વશમાં રહીને જેમ કરાવે તેમ કરે છે. તેઓ માને છે કે, ભૂતો સ્વયંભૂ પોતાની મેળે સામે ચાલીને કોઈ ને હેરાન કરતાં નથી, પણ તેમનાં કાર્યોમાં કોઈ આડે આવે અથવા સાધે ત્યારે શરતો મૂકીને કામ કરવા બંધાય છે અને સોંપવામાં આવે તે કાર્ય કરે છે.

**ડાકણ :**

મેલીવિદ્યામાં જીવંત દેહ સ્વરૂપે અને શકિતશાળી સ્ત્રી તત્ત્વ તરીકે ડાકણ ઓળખાય છે. ડાકણ હમેશાં સ્ત્રી જ હોય. તે અદશ્ય સ્વરૂપે નહીં, પણ સમાજમાં જીવતી કોઈ સ્ત્રી, જે મેલી વિદ્યા શીખેલી હોય છે. ડાકણવિદ્યા બડવાઓની જેમ જાહેર સ્વરૂપે ગુરૂ બનીને શીખવતી નથી, તેનું કોઈ જાહેર સ્થળ હોતું નથી. જે તે વ્યકિત ગુપ્ત રીતે સાધના કરે છે. વિદ્યા કોઈ શીખનાર સ્ત્રી ન મળે તો કયારેક પોતાની દીકરી કે વહુને શીખવે છે. ડાકણ વિદ્યા એ મેલી વિદ્યા છે, એમ ડુંગરાભીલ માને છે. જે હંમેશાં નુકસાન કરવામાં વપરાય છે. જો શીખનાર વિદ્યા અધૂરી શીખે તો ડાકણ તેને ગાંડી કરી દે છે, તેમ તેઓ માને છે. વિદ્યા શીખવામાં ડાકણ વીરના પ્યાલા એક પ્યાલો મરઘીનું લોહી, એક પ્યાલો દારૂ, એક પ્યાલો અફીણ અને શકય હોય તો માણસનું કાળજું પીવડાવે છે. આ રીતે સાધકની માનસિક ભૂમિકા તૈયાર કરે છે. તે રોજ મંતરેલું દાતણ કરવા આપે છે. કયારેક મંતરેલી મીઠાય પણ ખવડાવે છે. ડાકણ વિદ્યા ચાલુ રાખવા દર વર્ષે તેના મંત્રોની ફરીથી સાધના કરવી પડે છે.

ડાકણ ખોટાં કાર્યો કરનારી સ્ત્રી તરીકે ઓળખે છે. ડાકણવિદ્યા શીખેલી સ્ત્રી પોતે કોઈપણ કાર્ય માટે મંત્રોની મદદથી પોતાનું સ્વરૂપ બદલી પંખી, પશુ, જાનવરનાં રૂપો ધારણ કરી શકે છે, તેમ ડુંગરાભીલો માને છે. ડાકણ ખોટાં કાર્યો કરવા માટે હમેશાં રાત્રે જ નીકળે છે. તે વાંસની લાકડીના ઘોડા બનાવી તેની સવારી કરી મંત્ર દ્વારા ઊડે છે.

ડાકણ ને ડાકણ રૂપે ભાગ્યે જ કોઈ જોઈ શકે છે, પણ મેલીવિદ્યાનો જાણકાર બડવો જ તેને જોઈ શકે છે. ડુંગરાભીલો ડાકણનાં ચિન્હો બતાવે છે કે, તેની આંખની ઉપલી પાંપણના વાળ ઓછા, માથાના વાળ ટૂંકા, કાબરાં અને ઓછાં હોય છે. શરીરમાંથી વાસ આવે છે. ડાકણ પહેલાં તો ગામ દેવ અને ખેડુબાઈ (મેલી વિદ્યાની જાણકારી દેવી) ની મંજુરી લઈને પોતાનું કામ કરવા નીકળે છે. ડાકણ તેમ ન કરે તો આ દેવદેવીઓ તેને મારી નાખે છે તેમ માને છે. ખેડુબાઈ દેવી મેલીને વિદ્યાની જાણકાર અને ઘણી શકિતશાળી દેવી તરીકે ડુંગરાભીલો માને છે.

**વેશી :**

કોઈપણ સગર્ભા સ્ત્રી મૃત્યુ પામે ત્યારે તે વેશી વંતરી બને છે. તે પોતાનાં સંબધી અને કુટુંબીજનોને પજવે છે. માણસ તેને જોઈને ગભરાઈ જાય તો તેને તે હેરાન કરે છે અથવા માંદા પાડે છે. તેની ઈચ્છાઓ અધુરી હોય તેને પૂરી કરવા માટે તે પ્રયત્ન કરે છે. તેથી તેનાં ઘરમાં માંદગી, ભાંગફોડ, આગ, પશુને બિમારી, ઘરમાં નુકશાન કે વ્યકિતઓને કોઈપણ જાતની તકલીફો આપ્યાં કરે છે. બડવો આવી અનેક

તકલીફો શાને કારણે પડી તે જોઈને સ્પષ્ટ કરે છે અને તેના નિવારણ માટે શું કરવું તે સ્પષ્ટ કરે છે. સ્ત્રીની લાકડાંની પ્રતીમા બનાવી ખેતર કે ઘરની નજીકનાં સ્થળે બેસાડી ભોગ આપે છે. વ્યકિત તેનાં ત્રાસમાંથી મુકત થાય છે. વેશીનો ડર ડુંગરાભીલોમાં છે.

**મંત્રતંત્ર :**

ડુંગરાભીલ સમાજ તેમનાં ધાર્મિક જીવનનાં એક મહત્ત્વના અંગ તરીકે-તેમની પર આવતી આફતો, દુઃખો, મુશ્કેલીઓ, ભય વગેરેથી બચવા માટે મંત્રતંત્રમાં માને છે. તેને એક અત્યંત ઉપયોગી સાધન તરીકે વાપરે છે. તાંત્રિક ક્રિયાનો આધાર અને મૂળતત્ત્વ મંત્ર છે. જેના વિના કોઈ પણ તાંત્રિક ક્રિયા શક્ય બનતી નથી. મંત્ર એ એવી શકિત છે કે, જેના દ્વારા પ્રાકૃતિક શકિતઓ તત્ત્વો પર પ્રભાવ જમાવી શકે છે. મંત્ર સાધના નિષ્ણાત ગુરૂ બડવા પાસેથી શીખે છે. આ પ્રકારની સાધનાનો સમય ચોક્કસ છે. વર્ષમાં દીવાળી પર્વમાં આવતા કાળી ચૌદશના દિવસને મહત્ત્વનો દિવસ ગણે છે. આ દિવસે મધ્યરાત્રિએ સ્મશાનમાં જઈ સાધના કરે છે. ડુંગરાભીલોમાં જુદાં જુદાં કાર્યોની સાધના માટે સ્ત્રી, પુરુષ કે બડવો જાણકાર હોય છે.

મુઠ મારવી, ઝાપટ મારવી, બફારો આપવો, પેટમાં ભરાવું, વીર ખવડાવવા, ધન નષ્ટ કરવું, અદશ્ય થવું, અગ્નિ બાંધવી વગેરે. ભૂત કે અન્ય વશીકરણ વિદ્યા કે મેલીવિદ્યા શીખવા માટે પ્રથમ બડવો પ્યાલા પીવડાવે છે એટલે કે એક પ્યાલો દારૂ, એક પ્યાલો અફીણ અને એક પ્યાલો મરઘીનું લોહી મંત્રીને સાધકને પીવડાવે છે. વિદ્યાનો મંત્ર ગોખાવી મંત્ર સાધના કરાવે છે. મંત્ર સાધના થયા પછી સાધકે જાતે એકલાં

સ્મશાનમાં જઈ કરવાનું હોય છે. એક વખત મંત્ર શીખ્યા પછી દર વર્ષે તેની સાધના કરવી જોઈએ અને તે દ્વારા દેવદેવીઓ તથા મેલાં તત્ત્વોને જરૂરી ભોગ આપવો પડે છે. જો આમ ન કરે તો, સાધકને નુકશાન પહોંચાડે છે એટલે સાધક દર વર્ષે કાળી ચૌદશના દિવસે શીખેલી સાધનાને ફરીવાર તાજી કરે છે.

આમ, ડુંગરાભીલામાં જોવા મળતી ધાર્મિક માન્યતાઓ, વિધિઓ, ક્રિયાઓ તેમની સમસ્યાઓ, નિષ્ફળતાઓ, દુઃખો તથા અણધારી આફતો સામે લડવામાં મદદ રૂપ થાય છે. આપત્તિ કે દુઃખને કારણે જીવનમાં સર્જાતી નિરાશા જે તેમના જીવનની ગતિશીલતાને અટકાવી દેનારી હોય છે, તેને આ ધાર્મિક માન્યતાઓ, વિશ્વાસો અને આચારો ગતિશીલ બનાવે છે. તેમના જીવનમાં નિરાશાને દૂર કરી જીવન ટકાવી રાખવા મદદરૂપ બને છે. આ ધર્મ સંબંધી માન્યતાઓ તેમના કલ્યાણમાં લાભદાયી બને છે, તેવો તેમનો દઢ વિશ્વાસ સ્થપાયેલો છે. જે તેમના જીવન મૂલ્યોને પુનર્જીવિત કરે છે.

**વારસાઈ**

ડુંગરાભીલ સમાજમાં કુટુંબનો વડો વારસાગત મિલકતનો માલિક છે. તે જીવે ત્યાં સુધી મિલકત (જમીન) તેને નામે રહે છે. તે હયાત હોય ત્યાં સુધી મિલકતની વહેંચણીનું વલણ ઓછું જોવાં મળે છે. સાધન સંપતિની વહેંચણી કરવાની હોય ત્યારે વડો-(પિતા) બધાં પુત્રોનાં લગ્ન થઈ ગયા હોય તેવી સ્થિતિને પસંદ કરે છે. તેઓ એક જ ઘરમાં પિતા સાથે રહેતાં હોય છે. એક જ ચૂલો હોય અને અનાજ પણ એક જ ઘરમાં મોસેટીઓમાં સંગ્રહ કરેલ હોય છે. જમીન પિતાનાં નામે બધાંની સહિયારી હોય છતાં

ઢોરઢાંખર, બકરાં, મરઘાં ખેતરના વૃક્ષોની વહેંચણી કરી આપે છે.

કુટુંબનાં પુત્રોની સંખ્યા, પોતાની પાસેની જમીન, ઢોરઢાંખર, વૃક્ષો, બકરાં, મરઘાં અને વસ્તુઓ વગેરેનો ખ્યાલ રાખીને વહેંચણી કરે છે. માતા-પિતા સૌથી નાના છોકરા સાથે રહેવાનું પસંદ કરે છે. તેને જમીનમાં થોડો વધારે ભાગ આપે છે. કારણ કે, તેનાં માતા-પિતા તેની સાથે રહે છે જયારે માતા-પિતા મરણ થઈ જાય પછી જમીનનાં સરખાં ભાગ કરે છે.

વહેંચણી થયા બાદ, પોતે-પોતાનું ઘર, ખેતર, પશુને બાંધવા-છોડવા, ઘાસ નાખવું, પાણી આપવું, દૂધ કાઢવું વગેરે દરેક વ્યકિતગત કામ કરવા લાગી જાય છે. પશુઓની વહેંચણીની જેમ ઝાડની વહેંચણી કરે છે. ઝાડની માલિકી કુટુંબનો વડો જીવતો હોય ત્યાં સુધી તેની ગણાય છે. પુત્રોને માત્ર વપરાશનો કબજો આપવામાં આવે છે. ડુંગરાભીલ સ્ત્રીને મિલકતમાં કશો હક હોતો નથી. છતાં ઘરનાં બધાં કાર્યો સંભાળે છે. છોકરાઓની જેમ છોકરીઓને સામાન્ય રીતે કોઈખાસ મિલકત મળતી નથી. છતાં, ડુંગરાભીલ સમાજમાં છોકરીઓને કેટલાંક પશુઓ આપવાનો રિવાજ છે. આથી, છોકરીઓને પશુઓ મિલકતમાં મળે છે.

છોકરા-છોકરીઓ નાનપણથી કુટુંબના ઢોર, બકરાં વગેરે ચરાવે છે. તેમનાં પરિશ્રમનાં બદલામાં છોકરીઓને પશુઓ વાછરડાં, પાડી, બકરાં તથા મરઘાં વગેરે વહેંચણી કરી આપે છે. તેમના શ્રમ (કામનો) બદલો નથી મળતો તેવું  ન લાગે, ઉંમર લાયક થતાં છોકરીનાં લગ્ન થાય ત્યારે તેને મળેલાં પશુઓ કે મરઘાં તેની સાથે પોતાનાં પતિને ઘરે લઈ જાય છે. નાનાં હતાં ત્યારે કે લગ્ન વખતે આપવામાં આવેલાં ઘરેણાં

તેની વ્યકિતગત મિલકત ગણાય છે.

કયારેક કુટુંબમાં ઘરમાં ફકત છોકરીઓ હોય, છોકરો ન હોય તો જે-તે મા-બાપ છોકરીને ઘરમાં રાખવાની પ્રથા પાળે છે. આવા સમયે છોકરી વારસદાર બને છે. મા-બાપ ને જે મિલકત મળે તેની વારસાઈ છોકરીને સત્તા મળે છે. પરંતુ, આવું ઓછું જોવા મળે છે. કેટલીક વાર કુટુંબના બાળકને દત્તક લે છે.

ડુંગરાભીલોમાં આવડત, જ્ઞાન-વિજ્ઞાન પરંપરાગત વારસામાં મળતું રહે છે. દરેક વ્યકિતગત અને સામાજિક રૂપમાં પ્રત્યક્ષ કે પરોક્ષ રીતે એની સિદ્ધી માટે તાલીમ લેવી પડતી નથી. કોઈપણ કાર્યમાં સહભાગી થઈને અનુકરણથી બધાં પોતાનાં પૂરતું શીખી લે છે.

દા.ત. તેઓ જાતે મકાન બનાવે, જાતે વાંસના ખપેડાની દીવાલ બનાવે.

**વાદ્ય :** વાંસને કાંપી લાવે વેંત ભરી છ કાણાં (છિદ્રો) પાડીને પેહો, વાંસળી બનાવે છે.

**સંગીત :** તહેવારો કે ઉત્સવોમાં ઋતુ પ્રમાણે સંગીત શીખી જાય છે

**દેવુ :** કોઈપણ કુટુંબમાં ગમે તે લેનું (દેવુ) પિતાના નામે હોય, અને પિતા મૃત્યુ પામે ત્યારે આ દેવુ પુત્રોનાં નામે રહે છે. તે છોકરાઓ એકથી વધારે હોય તો સરખા ભાગે દેવાની વહેંચણી કરે છે

**ઔષધીય જ્ઞાનઃ** કુટુંબના વડા પાસેથી કયા વૃક્ષ-છોડવામાંથી કઈ દવા, કઈ બિમારી માટે વાપરાય તે જાણી લે છે.

**પૂજારો :** ગામમાં પૂજારો બધી પૂજા વિધિ કરે છે. પરંતુ, તે મૃત્યુ પામે ત્યારે તેનો છોકરો કે તેનાં કુટુંબમાંથી

કોઈ પૂજારો બને છે.

**પટેલ :** ગામમાં પટેલ આગેવાન છે. તેના મૃત્યુ પછી તેનો પુત્ર પટેલ બને છે.

**હજામ** (ઘાજીયો) દરેક ગામમાં છે તે ન હોય તો તેનાં પુત્રને વારસો મળે છે.

**કોટવાળ :** આ કોટવાળ ગામનો વજીર છે. તેનો વારસો તેના પુત્રને મળે છે.

**ઢોલી :** દરેક ગામમાં શુભ-અશુભ પ્રસંગોમાં ઢોલ વાદ્ય વગાડે છે તેનો વારસો પણ તેમનાં કુટુંબીજનોને મળે છે.

**બડવો :** બડવાનો પુત્ર બડવો બની શકે છે. તેને બડવા મંત્રો શીખવી દેતા હોય છે અને વારસામાં મળી જાય છે.

**સુથાર :** સુથારનો દીકરો સુથાર બને છે.

### કરાર બોલી કબૂલાત

સમાજમાં કોઈપણ વસ્તુની લેવડ-દેવડ માટે બંને પક્ષે કાગળનો નહીં પણ બોલી સ્વરૂપનો કરાર કરે છે.

* લગ્નપ્રસંગમાં કુટુંબ, સગાં-સંબંધીઓને લગ્ન સમયે કરેલી મદદ. દા.ત. કોઈપણ કુટુંબમાં લગ્ન પ્રસંગ આવે ત્યારે કોઈપણ વસ્તુ આપે કે રોકડ પૈસા આપે, કન્યાને કન્યાદાનમાં વાસણો આપે, ચાંદલો કરે, લગ્નમાં દહેજ આપવાનો. આ બધું બોલી કે કબૂલાતમાં આવે છે.

* દત્તક : આ સમાજમાં કોઈક કુટુંબમાં પુત્ર ન હોય તો કાયદેસર દત્તક લેવાનું પ્રમાણ ઘણું ઓછું છે. છતાં કોઈ વ્યકિત દત્તક લેવાની ઈચ્છા રાખે તો પોતાનાં ભાઈના છોકરાને દત્તક તરીકે લઈ શકે છે. તેની માલ-મિલકતનો વારસદાર દત્તક લીધેલ પુત્રને મળે છે.

* આ સમાજમાં ઘરજમાઈ રાખવાની પ્રથા ખૂબ ઓછી છે. કોઈ કુટુંબમાં ફકત છોકરીઓ હોય તો બધી છોકરીઓને લગ્ન કરી આપે છે. પોતાનાં નાના-મોટાભાઈનાં પુત્રને દત્તક તરીકે રાખે છે. જો કોઈને બે-ત્રણ છોકરીઓ હોય તો  તો મોટી છોકરીઓને પરણાવી આપે, નાની છોકરી હોય તેને ઘરજમાઈ રાખે છે. પરંતુ નસવાડી તાલુકામાં રહેતાં ડુંગરાભીલોમાં ઘરજમાઈ રાખવાની પ્રથા મોટાભાગે ઓછી છે.

* પશુઓ વેચવા કે લેવા માટે મૌખિક કરાર કરે છે. બંને પક્ષ ભેગા થાય અને કિંમત કરે છે. કોઈ વ્યકિતને ભાગે (આપ-લે) પશુ આપે એટલે કે મરઘાં, બકરાં, ગાય આપે છે. જે મૌખિક વાતચીત કરી લેવડદેવડ કરે છે.

* જમીન વહેંચણી કરતી વખતે મૌખિક કરાર કરે, જમીન ભાગ પાડી પંચ સમક્ષ અલગ ભાગ અથવા અલગ ખેતર આપી દેવામાં આવે છે.

* કોઈપણ વ્યકિતની જમીન ભાગે કરે તો મૌખિક કરાર કરે છે.

* કોઈપણ વ્યકિતનું ઘર બાંધવા માટે, ખેતીનાં કામ માટે કોઈ અન્ય વ્યકિત આવે અને આ વ્યકિતનાં ઘરે આવું કામ હોય તો તે વ્યકિત જાય છે. આ વહેવારને હુડેલ પ્રથા કહે છે.

* દરેક ગામમાં કોટવાળ હોય છે, તે દેવનો ફાળો, ગામમાં કંઈ ખબર અંતર કરવાની હોય તો

કોટવાળ ગામમાં બૂમ મારી જાણ કરે છે. તેનો કરાર દરેક ઘરના તહેવારમાં ત્રણ-ત્રણ પવાલા અનાજ આપે.

* ગામનાં શુભ-અશુભ પ્રસંગોમાં ઢોલી ઢોલ વગાડે છે. તેણે ગામો રાખેલાં હોય, અલગ-અલગ પ્રસંગોમાં શું આપવું, કેટલું આપવુ તે ગામ લોકો નક્કી કરે છે એટલે કે તેનો મૌખિક કરાર કરે છે.

**સમાજના કાયદાઓ (નિવેડો) :**

ડુંગરાભીલ સમાજમાં વડીલ અને પ્રભાવશાળી વ્યકિતને પંચોમાં સ્થાન આપે છે. ગામનાં વડીલો ઝઘડાનો નિકાલ કે ઉકેલ લાવવાની જાણકારી ધરાવતાં હોય છે. તે ચોક્કસાઈ અને સચોટ, સમાન ન્યાય આપે છે. જે વ્યકિત ગુનેગાર હોય તેને સજા અથવા દંડ આપે છે. આ સમાજ સામાજિક રીત-રિવાજો પ્રમાણે નિયમોનું ઉલ્લઘન કરે ત્યારે સજા અથવા દંડ કરે છે. જે તે ન્યાય પંચો આપે તેને સમાજ માન્ય રાખે છે.

ડુંગરાભીલ સમાજનું ચોક્કસ સામાજિક બંધારણ છે. દરેક ગામમાં ગામનો મુખી, પટેલ, ડાહ્યો, બડવો અને પુંજારો જેવી  વ્યકિતઓ આગેવાન તરીકે ગણાય છે.

**પટેલ :**

સામાજિક ગુનેગારને દંડ આપવા, કબજે રાખવા પટેલ દંડની કાં તો નાત બહારની શિક્ષા કરે. ગામોમાં હજુ પણ જૂની-પુરાણી પ્રથા પ્રમાણે પટેલની પસંદગી કરે અને તેને 'ગામનો મુખિયો' તરીકે ઓળખે છે.

પટેલ કેટલીક જગ્યાએ લગ્નવિધિ તથા ધાર્મિક વિધિ કરાવે છે. આવી ધાર્મિક વિધિઓ માટે દાપું મૂકવામાં આવે છે. ગામની વિશિષ્ટ વિધિઓ વખતે પટેલને ખાસ હાજર રાખે છે.

**બડવો :**

બડવો ધાર્મિક વિધિ વિધાન કરે છે તથા ધાર્મિક વિધિઓ માટે માર્ગદર્શન આપે છે. તે શુકન જોવાનું, તાંત્રિક વિધિ-વિધાનનું, દર્દોનું કારણ જાણીને કહેવાનું કાર્ય કરે છે. દર્દો મટાડવાનું કાર્ય પણ કરે છે.

**પૂજારો :**

બડવા પછી પૂજારાનું સ્થાન મહત્વનું ગણાય છે. તે નાતગોર પેઠે ક્રિયાઓ કરાવે છે. આ ઉપરાંત ધાર્મિક વિધિ સામાજિક વિધિ તથા પર્વોમાં પૂજા વિધિનું કાર્ય પૂજારો કરે. કેટલાંક ગામમાં પટેલ એજ પૂજારા તરીકે કાર્ય કરે અને કયાંક-કયાંક પટેલ અને પૂજારો બંને અલગ અલગ વ્યકિત હોય છે. પૂજારાને લગ્નવિધિ, મરણ વિધિ પ્રસંગોની વિવિધ વિધિનાં બદલામાં દાપું આપે છે.

**(૧) સંપતિને વહેંચણીના નિયમો :**

**જમીનના ઝઘડા :**

ભાઈ-ભાઈ વચ્ચે જમીનનાં ઝઘડા થાય કે અન્ય કુટુંબનાં સભ્યો સાથે જમીનનો ઝઘડો હોય ત્યારે ગામના આગેવાનને ખબર પડે છે કોણ ગુનેગાર તે પંચો મળીને જમીન ભાગ પાડવી કે વ્યકિત ભૂલ કરતો

હોય તેને સમજાવીને કે દંડ કરીને ઝઘડાનો નિકાલ કરે છે.

**જમીનના ભાગ પાડવા :**

જમીનનાં ભાગ પાડવા માટે ગામ પંચને બોલાવે છે. પંચ નક્કી કરે કે કેટલી જમીન છે અને કેવી રીતે ભાગ પાડવાં. ત્યારે પંચ ભાઈઓને પૂછે છે જો મોટું ખેતર હોય તો તેને દોરડાથી માપીને સરખાં ભાગ પાડે છે. જો કોઈભાગમાં ખાડા ટેકરા હોય તો બીજા ખેતરમાં તેને વધારે ભાગ આપે છે. જો અલગ અલગ ડુંગરીઓ હોય તો અલગ આપી દેવામાં આવે છે. તે ભાઈએ સ્વીકારે છે. આમ ભાગ પાડ્યા પછી પંચોને દારૂ પીવડાવો પડે છે.

**ઘર ભાગ પાડવું :**

કુટુંબમાં એક પિતાના બે પુત્રો હોય તો ઘરને બે ભાગમાં વહેંચી દેવામાં આવે છે. અથવા તો અલગથી બાંધી આપવામાં આવે છે.

**પશુધન :**

કુટુંબમાં પિતાની માલિકીના પશુઓ, ગાય, ભેંસ, બળદ, બકરી, મરઘાંને ભાગ પાડી આપે છે. પોતાને હસ્તક ચારો-પાણી કરવાનું અને બાંધવાનું હોય છે.

**વૃક્ષો :**

પોતાના ભાગમાં આવેલાં વૃક્ષો પોતાની માલિકીનાં ગણાય છે. પરંતુ, કોઈવાર ભાગમાં ન આવે અને અલગ વૃક્ષો હોય તો અલગ ભાગ પાડી આપે છે.

(૨) **છોકરા-છોકરીઓ પ્રેમ સાથે સંબધિત ઝઘડા :**

ગામમાંથી કે કોઈ અન્ય ગામેથી કોઈ છોકરો છોકરી લઈને ભાગી જાય ત્યારે બન્ને પક્ષના પંચો ભેગા થાય. જો બંને વ્યકિતઓ લગ્ન કરવા તૈયાર હોય તો તેમના લગ્ન કરાવી આપે છે. બન્ને પક્ષની સમંત્તિ ના થાય તો જે પંચો નક્કી કરે તે માન્ય ગણે છે.

(૩) **મારપીટના ઝઘડા :**

કોઈપણ વ્યકિત કોઈ અદાવત કે વેર કે શક કરીને મારપીટ કરે અને તે સાચું ન માને તો તે વ્યકિતને ગુનો કબૂલ કરાવીને ઝઘડાનો નિકાલ કરે છે.

(૪) **સ્ત્રી-પુરુષના ઝઘડાની પતાવટ :**

જયારે નવયુગલોનાં લગ્ન થયાં હોય અને કોઈ બાબતે ઝઘડો થાય ત્યારે પ્રથમ વાર જમાઈને માફ કરી દેવામાં આવે છે. પરંતુ, બીજી વાર ઝઘડો થાય તો સાસરી પક્ષવાળા યોગ્ય પગલાં લે છે.

**(૫) લગ્નસંબંધિત નિયમો :**

* લગ્ન : ડુંગરાભીલ સમાજમાં પોતાના સમાજમાં લગ્ન કરવાનો રિવાજ છે. જો અન્ય સમાજ સાથે લગ્ન કરે તો સમાજ માન્ય રાખતો નથી. તેને નાત બહાર મૂકે છે. નાત બહાર મૂકવું એટલે પોતાનાં સમાજમાં કોઈપણ જાતનો વહેવાર થતો નથી. જેવા કે, શુભ-અશુભ પ્રસંગોમાં તેમને બોલાવવામાં આવતાં નથી.

* ગોત્ર : પોતાના ગોત્રમાં લગ્ન થઈ શકતાં નથી. દા.ત., ગેંદરીયા-ગેંદરીયામાં લગ્ન થઈ શકતા નથી. પરંતુ ગેંદરીયા મુખડીયા વગેરે ગોત્રમાં લગ્ન કરી શકે છે.

* દહેજ : લગ્ન પ્રસંગમાં દહેજ આપવાનો કે લેવાનો નિયમ છે.

* લગ્નમાં ચાંદલો અને કન્યાદાન આપવાનો નિયમ છે.

* ઘરેણાં અને કપડાં આપવાનો નિયમ છે.

* જાન : વરરાજાના ઘરેથી જાન નીકળે ત્યારે રસ્તામાં ઊભાં રહેવું. કન્યાપક્ષના લોકો જાન લેવા આવે ત્યારે કન્યાને ઘરે જવું.

**(૬) મરણ સંબંધિત નિયમો :**

પ્રસંગોમાં પોતાનાં ઘરેથી લાકડું લઈને જવાનો નિયમ છે.

મરણ પ્રસંગે પોતાનાં ઘરેથી દાણાં સ્મશાને લઈ જવાનો રિવાજ છે.

મરણ પ્રસંગે સગાં-સંબંધીઓને કફન લાવવાનો રિવાજ છે.

મરણ પ્રસંગે ચિતા મુકવા માટે દિકરો કે ભાઈનો હક છે.

**હુન્નર કલા**

ડુંગરાભીલો પોતાના ઘર પોતે જ બાંધે છે. ઈંટો અને નળિયા જાતે પાડે છે. વાંસના ખપેડા જાતે બનાવે છે. દીવાલ રૂપે ગોઠવે છે. ઈંટો અને નળિયા પોતે જાતે પકવે છે અને ચણતર તથા નળિયા ગોઠવણી જાતે કરે છે. મકાનના થાંભલા, પાટલા ઉપર મૂકવાની કુંભી, મોભીયા, બારી-બારણાં પોતાની નજર સમક્ષ રાખીને ખૂબ સારી રીતે ડિઝાઈન-ચિત્રણ કરીને ઘરમાં ગોઠવે છે.

ખેતીના ઓજારો હળ, કરોવ, કરોવડી, પાટીયું, ઓરણી વગેરે વસ્તુઓ પણ જાતે તૈયાર કરે છે. ખેતીમાં ઉપયોગી સાધનો બનાવે છે. તેઓ સામાન લઈ જવા, જાતે જ તૈયાર કરે છે.

ગામનાં દેવસ્થાનના ખૂંટડા અને તોરણનું કોતરકામ તેઓ જાતે જ કરે છે. પૂર્વજોનાં પાળિયા લાકડાં અથવા પથ્થરનાં કોતરીને બનાવે છે. કન્યાનો પાટલો તેમજ ઘર વપરાશના સાધનો જેવા કે લોટ દળવાની ઘંટી, ચોખા કાઢવાનું ખાંડણિયું અને સાબેલું તથા છાસ તાણવાની રવૈય જેવાં સાધનો જાતે જ બનાવે છે.

શિકારનાં સાધનો તથા રક્ષણનાં સાધનો જાતે જ બનાવે છે. દા.ત. ત્તીરકમાન વગેરે અને સંગીતનાં સાધનો જેવાં કે, મોટો ઢોલ, વાંસળી, પેહો વગેરે તથા નૃત્ય સમયનો શણગાર જાતે બનાવે છે.

પોતાનાં જીવન જરૂરિયાત ચીજવસ્તુઓ પોતે બનાવે છે. આ હુન્નર કલા એ તેમનાં જીવનનો એક

ભાગ છે.

**લીંપણ**

ડુંગરાભીલ સ્ત્રીઓ ઘરનું લીંપણ સુંદર રીતે શણગારે છે. કાળી ચીકણી માટીથી ખપેડા થીબી તેનાં ઉપર લાલ માટીથી ભીંતનું લીંપણ કરે છે. દીવાળી, લગ્ન પ્રસંગે કંકુ, હળદર, અને લોટ વડે ચિત્રો દોરે છે. લીંપણની ઓકળીઓને લાલ, પીળા અને સફેદ રંગથી છે. ઓકળીની ત્રણ ટેરવાની હાથને જુદા જુદા રંગથી રંગે છે. મકાઈના ડુંડાથી ડિઝાઈન પાડે છે. ચિત્રોમાં ઝાડ, મોર, પોપટ, ઢેલ, કાગડો, દેવ ચકલી, વાઘ, કૂતરો, સૂર્ય, ચંદ્ર, હનુમાન, હાથના પંજા વગેરે પાડે છે.

**છૂંદણા :**

ડુંગરાભીલોમાં 'છૂંદણાં' એક આભૂષણ તરીકે મનાય છે. છૂંદણાં સમાજની ઓળખાણની એક નિશાની છે. શરીરમાં રોગ ન થાય તે માટે તેની ઉપયોગિતા બની ગઈ. છૂંદણાં શરીરનાં ચોક્કસ ભાગમાં નસોને ઓળખીને પાડવામાં આવે છે. સ્ત્રીઓ કપાળે એક ટપકું, બીજચંદ્ર અથવા ત્રિશૂળ પડાવે છે. નાકની દાંડી ઉપર બે આડી લીટીઓ પડાવે છે. આંખના ખૂણે એક અથવા ત્રણ ટપકાં છૂંદાવે છે પુરુષો . લમણાં ઉપર તથા પેઢે છૂંદણાં પડાવે છે. પગે આંબા સાથેનો મોર, એક ટપકું તેની નીચે બે ત્રણ, ચાર અને પાંચ ટપકાં હોય છે.

## પશુ-પંખીઓ વિશેનો દૃષ્ટિકોણ

ડુંગરાભીલ સમાજના ભાઈઓ, બહેનોનું જીવન એ પ્રકૃતિસભર અને સૌંદર્યમય છે. એમનાં રહેઠાણનાં વિસ્તારમાં વનસ્પતિ અને ખનીજ સંપત્તિ ખૂબ સારા પ્રમાણમાં છે. જંગલો સાથે નાતો તેમજ કુદરત અને પૃથ્વી તરફ જોવાની દૃષ્ટિ વણાયેલી છે. આ સમાજમાં પક્ષીઓ પ્રત્યે પણ ઘણી બધી અખૂટ માન્યતા ધરાવે છે. તેમજ પક્ષીઓ પ્રત્યે પ્રેમ અને આદર રાખે છે. પક્ષી પ્રત્યે અનેક અલગ અલગ પ્રકારની માન્યતાઓ ધરાવે છે.

ડુંગરાભીલોમાં એક અલગ પ્રકારની પ્રણાલિકા છે. અમુક પક્ષીનાં બોલવાથી શુકન-અપશુકન થાય, એવું ખાસ માને છે. જ્યારે કોઇપણ (વ્યક્તિ) સારાં કામે કાં તો શુભ પ્રસંગે જતો હોય અને કોઇ પક્ષી બોલે અને ઊડી જાય ત્યારે તેને સારાં શુકન થયાં, એમ કહે છે. જ્યારે, આવા શુભ પ્રસંગે કાં તો સારા કામે જતાં હોય ને કોઇ પક્ષી એક કે બે વાર તેને જોઇને વારંવાર બોલ-બોલ કરે તો તે વ્યક્તિ તે કામે જવાનું બંધ રાખે છે. આવી અનેક પ્રકારની બોલીઓથી તેઓ પરિચિત છે અને તેના સારાં તેમજ ખરાબ એવા ચોક્કસ તારણો કાઢેલાં હોય છે. જેમ કે, અમુક પક્ષી ડાબી બાજુથી ઉડીને જમણી બાજુ જાય તો તે શુકન માને છે. જમણી બાજુથી ઉડીને ડાબી બાજુ જાય ત્યારે અપશુકન (કોમળાયે) થયું એમ કહેવામાં આવે છે. પોતાના બાળકોનાં નામ પણ ખૂબ મોટા પ્રમાણમાં પક્ષીઓના નામ પરથી આપે છે.

સમાજમાં પક્ષીઓના ઇંડા પરથી આખા વર્ષ કેવું રહેશે, વર્ષમાં કેટલો વરસાદ પડશે તેનું પણ તારણ કાઢે છે. તેમજ અમુક પક્ષીઓ ઇંડા મુકવાની તૈયારી કરે કે પોતાનો માળો બનાવવાનું ચાલુ કરે એટલે

ડુંગરાભીલોને ખબર પડે કે, હવે વરસાદ આવશે. પક્ષીઓ માળા બનાવતાં હોય, પક્ષી લાકડું (કટીયું) કેવી રીતે અને કઇ જગ્યાએ પકડીને લઇ જાય છે. લાકડાંના પકડવાથી પણ વર્ષમાં અનાજ કેવું પાકશે એ નક્કી કરે છે. જો પક્ષી લાકડું (કટીયું) વચ્ચેથી પકડીને લઇ જાય તો વર્ષે અડધુ અનાજ પાકશે અને વરસાદ અધ વચ્ચેથી પડવાનું બંધ થશે, એક છેડેથી લાકડું પકડે ત્યારે અનાજ પૂરેપૂરું પાકશે, વરસાદ પૂરે પૂરો પડશે એમ માને છે.

પક્ષીના ઇંડા ખાવાથી અમુક રોગ દૂર થાય એમ માને છે. અમુક પક્ષીના બોલવાથી આદિવાસી સમાજમાં કોઇ વ્યક્તિનું મરણ થયું હોય તેવું પણ તેનાં બોલવાનું પારખીને માની લે છે. અમુક પક્ષી બોલે તો ઘરે મહેમાન આવે છે. આમ આ લોકોમાં અલગ અલગ પ્રકારની માન્યતાઓ છે.

**રાજાઘુવડની માન્યતા : ડાકુણ ઘુડ્યું/ કુઅળો**

ઘુવડ પક્ષીને અપશુકનિયાળ માને છે કારણ કે, જ્યારે આ પક્ષી રાત્રિ દરમ્યાન બોલે ત્યારે તેનાં બોલવાથી આજે કોઇપણ જગ્યાએ કંઇ ખરાબ બનાવ કાં તો કોઇક માણસનું મૃત્યુ થઇ જશે એમ માને છે તે ખરેખર સાચું છે, કોઇ વ્યક્તિ બિમાર પડેલો હોય તેને તાવ ન મટતો હોય ત્યારે રાજાઘુવડ રાત્રિના બાર (૧૨) વાગ્યા પછી બોલતો હોય છે તે સમય દરમ્યાન એક દોરો લેવો અને જેમ બોલે તેમ-તેમ દોરાની પાંચ ગાંઠ મારવી. તે દોરો બિમાર વ્યક્તિને બાંધવાથી તેનો તાવ કે બીજો રોગ દૂર થાય છે.

**ચીબરીઃ માકાઢુળુ :**

આ પક્ષીને સૂર્યપ્રકાશથી દિવસે ઓછું દેખાય છે. તે રાત્રિ દરમ્યાન બખોલમાંથી નીકળી ભયજનક અવાજ કાઢે છે. તે રાત્રિના એકાંત વિસ્તારમાંથી અવાજ આપે છે. અને આ પક્ષી બોલતું હોય ત્યારે કંઇક અલા બલા ભૂતપ્રેત હોય તેવું પણ અનુમાન થાય છે. આ પક્ષી કોઇ માણસ રાત્રે જતો હોય ત્યારે તે વ્યક્તિને બિવડાવી દે એવું બોલે છે.

વડવાગોળઃ (વાગરુ / વાગુલો)

જ્યારે નાનાં બાળકને 'શટ્ટી' નામનો રોગ થાય છે. એવો રોગ કે બાળકનું શરીર દિવસે દિવસે સુકાતું જાય છે ત્યારે તેને શટ્ટીનો રોગ થયો એમ માને છે. ત્યા આ વાગોળનું હાડકું કમરે બાંધવાથી આ શટ્ટી નામનો રોગ મટી જાય છે.

**મોર : (કાલાવે)**

મોર બોલવા માંડે તો બીજા દિવસે કાં તો સાંજે વરસાદ થાય તેવું માને છે. કહેવાય છે કે, મોરને મારવા માટે ભગવાને સાત કાળ (દુષ્કાળ) પાડેલ તે છતાં આ મોર મરતો નથી. પાણીની તરસ લાગતી ત્યારે તે લીલી રેતી ખાઇને જીવી લેતો હતો.

**જળકુકડી : (જોલ કુકળી)**

ચોમાસાના સમય દરમિયાન જો વરસાદ પડવાનો હોય તો આ જળ કુકડી જોરજોરથી બોલે છે. ત્યારે વરસાદ બીજા દિવસે થઇ જાય સવારે બોલતી હોય ત્યારે રાત્રીના સમયે વરસાદ પડે એવુ માને છે.

**મરઘોઃ (કુકડો / કુકળી)**

આદિવાસી લોકો તેમજ અન્ય લોકોમાં કોઇ સંકટ કાં તો કોઇ બિમારીનાં સમયે બડવા ભૂવા તેમજ ભગવાનને આ પક્ષીની બલી આપવાની માનતા (બાધા) રાખવાથી તેમનાં ભલભલાં કામો ભગવાન પાસેથી કરાવી શકે છે. દુઃખ દૂર કરવામાં સહાયરૂપ થાય છે. પોતાના દેવને કોઇપણ સમયે મરઘાંની બલી આપવાની બાધા રાખે છે તેથી કોઇનું પણ દુઃખ દૂર થાય છે

પહેલાંના જમાનામાં આદિવાસીઓ પાસે કોઇ ઘડિયાળ ન હતું ત્યારે તેઓ મરઘાંને ઘડિયાળ તરીકે ઓળખતા હતાં. જેમ કે, આ મરઘાંના બોલવાથી અમુક સમય સૂચકનું કામ કરતો એમ માને છે.

**કોયલ : (કુઈનો / કુયલે)**

કોયલ ભરઉનાળામાં બોલવાનું ચાલુ કરે છે ત્યારે ખેડૂત ભાઇઓને જગાડે છે કે, હવે ખેતીનું કામ ચાલુ કરો. વરસાદ આવવાની તૈયારી છે તેવો સંકેત આપે છે.

**દેવચકલીઃ (પિચોટી / પીછુટો)**

પિચોટીને અપશુકનમાં માને છે. લગ્ન કાં તો કોઇ સારાં કામે જતાં હોય ત્યારે પિચોટી રસ્તામાં ચિ...ચિ...ચિ...આવું બોલે અને તેમની આગળ પાંખો ફફડાવે ત્યારે અપશુકન થયાં છે, પોતાના ઘરે કોઇ નુકસાન થાય છે, એવું માને છે.

**કાગડો : (ઢાંડ્યો)**

કાગડો સુકા વૃક્ષની ડાળી પર બેઠેલો હોય અને તિરાડ પાડતાં અવાજથી બોલે તો દુઃખદાયક સંકેત પાઠવે છે. લીમડાં જેવા સંતોષકારક વૃક્ષની ડાળી પર બેસીને બોલે તો  કોઇ મહેમાન કાં તો કંઈક સારાં સમાચાર પાઠવી શકે તેવાં સંકેતો આપે છે.

ડુંગરાભીલ તેમનાં વિસ્તારમાં રહેતાં પક્ષી તેમજ પ્રાણીઓનું ખૂબ સારી રીતે જતન (દેખરેખ) રાખે છે. તેમજ તેને પાળવામાં આવે છે અને તેનો ખૂબ વહાલપૂર્વક રાખે છે. પક્ષીઓ જે વિસ્તારમાં વધુ રહે તે વિસ્તારનાં માણસોને રોગ પ્રતિકારક જીવડાંઓથી બચાવે છે. કારણ કે, પક્ષીઓનો મુખ્ય ખોરાક જોઇએ તો નાનાં મોટા જીવડાં ખાય છે. આવા નાનાં મોટાં જીવડાંઓ મનુષ્યમાં રોગ ઉત્પન્ન કરે છે. આવાં જીવડાં તે પક્ષીઓ ખોરાક તરીકે ખાઈ છે. આમ, પક્ષી માણસને રોગો થતાં અટકાવવાં રાહત આપે છે.

**પશુઓ વિશેની માન્યતા :**

ડુંગરાભીલ સમાજનો મુખ્ય વ્યવસાય ખેતી અને પશુપાલન છે. તેમાં ગાય,ભેંસ,બળદ, બકરાંઓ જેવાં પ્રાણીઓ પાળે છે. પશુઓનાં છાણનો ખેતીમાં ખાતર તરીકે ઉપયોગ કરે છે.

બળદ : ડોગરો /બોલધ્યો આ પશુને હળપતિ દેવ તરીકે માને છે. ડુંગરાળી ખેતી, એટલે કે ડુંગરો ઉપર ખેડવાનું કામ બળદો કરે છે. ત્યાં યાંત્રિક સાધનોનો ઉપયોગ થઈ શકતો નથી. બળદ મહત્વનું પ્રાણી ગણાય છે.

ગાય : ગાય તેઓ માતા તરીકે માને છે અને તેની પૂજા કરે છે. ગાયનું દૂધ ખોરાકમાં ખૂબ હલકું, ગુણકારી હોય છે. તેમજ  દેવ-દેવીઓની પૂજાવિધિમાં પણ વાપરે છે.

વાઘઃ (વાઘે) વાઘને દેવ તરીકે પૂજવામાં આવે, તેનું દેવસ્થળ હોય છે. એ પોતાનાં પાળેલાં પશુઓને નુકશાન ન પહોંચાડે તે માટે દીવાસામાં પૂજા કરે છે. તે ખેતરમાં રહીને જાય તો સારી ખેતી થાય એવું માને છે.

કૂતરો : (ગુરકયો) એક રખેવાળ કે રક્ષક રહે છે. પરંતુ, અમૂક સમયે તેનાં અવાજ પરથી અપશુકનની માન્યતા ધરાવે છે. જેમકે, તે રડતું હોય એવો અવાજ કરે તો ગામમાં કોઈનું મૃત્યુ થવાનું છે એવું માને છે.

ઘોડો : (કુળો) તેઓ ઘોડાની પૂજા કરે છે. જયારે લગ્નપ્રસંગે વરરાજા ઘોડા પર બેસીને જાનમાં જાય

છે. તેના પૂછડાંના વાળનો રણેઠી વાદ્યમાં ઉપયોગ થાય છે.

અજગર : દેવનો પાટલો માની તેને મારતા નથી. તેને પકડીને જંગલમાં છોડી દેવામાં આવે છે.

નોળિયો : (નોલે) નોળિયો સાપને ભગાડી મૂકે છે.

પાડો : બાબાદેવ, બાબોગણેશ દેવ તરીકે માને છે. ગામમાં કોઈપણ વ્યકિતની ભેંસ વેતરે આવે ત્યારે તેને ખબર પડી જાય, ગમે ત્યાં હોય તો પાડો આવી જાય છે. તે ગમે ત્યાં રખડીને ચારો શોધી કાઢે છે. કોઈનાં પણ ખેતરમાં તે બગાડ કરી જાય અને ગાળો બોલવામાં આવે તો તે વધુ બગાડે એવું માને છે.

બિલાડી : (બિનાળે) બિલાડીને અપશુકનિયાળ ગણે છે. કોઈપણ સારા કામમાં જતાં હોય અને રસ્તામાં આડી ઊતરે તો અપશુકન માને છે.

**આદિવાસીઓનો પ્રકૃતિ તરફ જોવાનો દષ્ટિકોણ**

ડુંગરાભીલો પ્રકૃતિને જ પોતાનું સર્વસ્વ માને છે, કારણ કે પ્રકૃતિ સાથે તેઓનો આદિકાળથી સબંધ છે. પ્રકૃતિ અને સમાજ એકમેકમાં ગૂંથાયેલાં છે. પ્રકૃતિ અને આદિવાસીઓનો સબંધ જીવ અને શરીર જેવો છે. આ સમુદાય પ્રકૃતિપ્રેમી સમુદાય રહ્યો છે. પ્રકૃતિના દરેક અંગમાં દેવ-દેવીઓનો વાસ હોવાથી ઉત્સવો તહેવારોનો પરસ્પર અતૂટ સંબંધ છે. તેઓ આદિકાળથી ઝાડપાન, પશુપક્ષી, ધાન-ધાન્ય, જીવજંતુ, પથ્થર, પહાડ, નદી, હવા, પાણી, આકાશ, સૂર્ય, ચંદ્ર, તારા તમામને પૂજે છે. ડુંગરાભીલો આદિ ધર્મનું પાલન આદિ અનાદિ સમયથી કરે છે.

તેથી કુદરતને વિનવવા વાવાઝોડુ ફૂંકાય, તો હવાને રોકવા દેવની પૂજા કરે. ભારે વરસાદથી પૂર તારાજી સર્જાય ત્યારે વરસાદને બંધ કરવા દેવની પૂજા એ જે કોઈ વાઘ યા નાગનું આક્રમણ થાય તો તેને રોકવા તેની પૂજા કરે છે. મનુષ્યનું જીવન જેનાં આધારે ચાલતું હોય તેની પૂજા અને મનુષ્યના જીવનનો અંત લાવે તેની પૂજા એટલે કે સુખમાં પણ પ્રકૃતિની અને દુઃખમાં પણ પ્રકૃતિની પૂજા કરે છે.

આદિ ધર્મની ઉત્પત્તિની કલ્પના વખતે માનવજાતે દેવોની કલ્પના કોઈ વ્યકિતવિશેષનાં નામથી કરી નહોતી. પરંતુ, તેનાં જીવનમાં ફેરફાર લાવવા અને તેની માનવચેતનાને મદદરૂપ થનાર પ્રકૃતિનાં જુદાં જુદાં તત્વોનો આભાર માની આદર પૂર્વક તેની પૂજા કરતો અને અન્ય પશુ-પંખી સામે કંઈક અંશે વ્યવહાર કરી શકતો સૂર્ય, ચંદ્ર, તારા, ગ્રહો, નક્ષત્રો, પૃથ્વી, પવન પાણી, તેજ, આકાશ વગેરે જુદાં જુદાં પ્રાકૃતિક તત્વો તેના જીવાતાં જીવન પર અનેક પ્રકારે મદદરૂપ થતા હતાં. આ બધાં જ પદાર્થોમાંથી માનવજાતને કંઈને કંઈ પ્રાપ્ત થતું હતું. માટે પ્રકૃતિની પૂજા કરે છે.

સમાજનાં તહેવારો ઋતુ આધારીત પ્રકૃતિ સાથે સંકળાયેલા છે. આ ત્રણેય ઋતુઓમાં જે ફેરફાર આવે છે એ ફેરફારની સારી કે માઠી અસરો જીવસૃષ્ટિને સજીવન કરે છે. એક જીવ ઉપર બીજા જીવનાં જીવનનો આધાર ઊભો કરે છે. તેથી, જયારે જીવ સૃષ્ટિ કુદરત ઉત્પન્ન કરે છે તે વખતે કુદરતનો આભાર માને છે અને તેનો ઉત્સવ મનાવે છે. તેમાં નાચ-ગાન કરે છે અને જે તે નવી ચીજ-વસ્તુ કુદરતે ઉત્પન્ન કરી હોય તે ચીજવસ્તુ કુદરતને (દેવને) અર્પણ કરે છે. મનુષ્યનાં જીવનને સુખ શાંતિ મળે તેના અનુસંધાનમાં કુદરતનો આભાર માને છે. કુદરતને વસ્તુ અર્પણ કર્યા પછી જ તે વસ્તુનો ઉપયોગ કરે છે.

કુદરતનાં 'જીવન આપવું' અને 'મૃત્યુ નિપજાવવુ'. આ બે મુખ્ય સિદ્ધાંતોને સમાજ બરાબર સમજે છે. આપણે જાણીએ છીએ કે, કુદરતે ઋતુઓ ઘડી છે. જે જીવસૃષ્ટિને સજીવન કરે છે. આ ઋતુઓ જ તેનો નાશ કરે છે. જયારે ચોમાસું શરૂ થાય છે ત્યારે, શરૂઆતમાં સંખ્યાબંધ જીવજંતુ, પશુ-પક્ષીઓ, માણસો, વાવાઝોડાં, પૂરનાં, રોગચાળાનાં કારણે મૃત્યુ પામે છે. તે પછીના દશેક દિવસમાં જ સંખ્યાબંધ નવા જીવજંતુ, ઘાસચારો, વનસ્પતિ, ફૂલ ફળ વગેરે પેદા થાય છે. તે જ પ્રમાણે ઉનાળો શરૂ થાય છે. ત્યારે સખત ગરમીના કારણે કેટલાંય ઝાડપાન, જીવજંતુ, પશુપક્ષીઓ માણસો મૃત્યુ પામે છે. પરંતુ તે સમય દરમિયાન ગરમીનો સામનો કરવા અને બધાંને જીવનદાન આપવાં તડબૂચ, શક્કરટેટી, ચીભડાં, દ્રાક્ષ, કેરી વગેરે રસવાળા ફળો પેદા થઈ જાય છે. તેના આધારે મનુષ્યનો વંશ  વેલો ચાલુ રહે છે.

**ઔષધીય વનસ્પતિ :**

વનસ્પતિ ઔષધ એ કુદરતે મનુષ્યને આપેલી ભેટ છે. તેઓ જે જમીન કે વિસ્તારનાં વાતાવરણમાં રહે છે ત્યાં તેનું જીવન ચલાવવાં માટે કુદરત અલગ-અલગ સ્વરૂપે વ્યવસ્થા કરી આપે છે, તેમ કહીએ તો ખોટું નથી. કારણ કે, પૃથ્વી પરનાં જેટલાં  અલગ-અલગ વનસ્પતિઓ જોવા મળે છે તે માણસો અને પશુને થતાં વિવિધ પ્રકારનાં રોગોમાં ઉપયોગમાં કરે છે. ખાસ કરીને જે તે વિસ્તારમાં થતાં રોગોનાં ઉપચાર માટેની દવા તરીકે ઝાડપાન, ફળ કે ફૂલ તથા મૂળ જે તે વિસ્તારમાં કે તેની આસપાસ મળે છે.

**કડો :**

આ વૃક્ષની છાલ સુકવીને ઔષધિના કામમાં લેવામાં આવે છે. આ ઔષધિના મુખ્ય ઉપયોગ ઝાડામાં થાય છે. છાલનો ઉકાળો બનાવીને ઉપયોગ કરે છે.

**અરીઠો : (અરેઠા)**

અરીઠું ઘણુ વિષનાશક છે. તેનો ઉપયોગ સર્પ વિષ, સોમલ, ફેણીસાપ, વીંછી વગેરેનાં ઝેરી અસરને દૂર કરવા માટે થાય છે.

**મહુડો : (મુડો)**

મહુડાંની છાલ, પાંદડાં, ફૂલમાંથી બનતો દારૂ અને બીજ બધું જ ઔષધીય ગુણો ધરાવે છે. મહુડાંનો દારૂ પણ દવા તરીકે ઉપયોગી છે. માણસને અકસ્માતમાં શરીરના અંદરનાં ભાગમાં (પેટમાં લોહી) પડ્યું હોય તો આ દારૂનો ઘણો જ ઉપયોગ થઇ શકે છે. લોહીને ઓગાળી છૂટું પાડે છે. મહુડાંનું તેલ પણ ગુણકારી હોય છે.

**તુલસી :**

તુલસીના પાન તથા બીજ ઔષધિનાં કામમાં આવે છે. પાંદડામાંથી પ્રાપ્ત તેલ જીવાણું નાશક હોય છે. તથા કેટલાક પ્રકારનાં જંતુઓનો નાશ કરે છે. તુલસીનાં પાનને પાણીમાં ઉકાળીને એ પાણીનો ઉપયોગ

શરદી,ખાંસી, ઉધરસ, જેવા રોગોમાં પીવાથી ફાયદો થાય છે. તેમજ બીજનો ઉપયોગ ઝેર ઊતારવાના કામમાં આવે છે.

**લીમડો : (નીબાળે)**

લીમડાનાં પાંદડાં મૂળ અને વડની છાલ તેમજ લીમડાનાં ફળ ઔષધિના કામમાં આવે છે. લીમડાનું દાતણ કરવાથી દાંતનો દુઃખાવો દૂર થાય છે.લીમડો ચર્મરોગ, મેલેરિયા, હરસ વાળના રોગો વગેરેમાં ઉપયોગી છે. ખેતી કામમાં પણ દવા તરીકે વાપરે છે.

**થોર : (થોર્યો)**

આ વનસ્પતિમાંથી ઘણી બધી દવા બને છે. થોરિયાંનાં પાનને દીવેલ લગાવીને પછી ગરમ કરીને સોજા અથવા દુઃખાવા પર લગાડવાથી લાભ થાય, ગુમડાં પર લગાડવાથી ગુમડું પાકીને ફૂટી જાય. બાળકોની ખાંસી, કફ, પર વાપરી શકાય. થોરનો રસ લગાવવાથી સોજો ઉતરી જાય છે.

**ધોળીમૂસળી :**

આ વનસ્પતિનાં મૂળિયાને સૂકવીને પાવડર બનાવી દરરોજ દૂધ સાથે લેવાથી ઘણો ફાયદો થાય છે. જે સ્ત્રીને દૂધ ન આવે તો આનું સેવન કરવાથી ઘણો ફાયદો થાય છે.

**કડવી નાઈ : (જોંગલે વાડુનો)**

આ વનસ્પતિ કડવી હોવાથી તાવ, મેલેરિયા, શરદી, વગેરેમાં આનો ઉકાળો કરી પીવાથી રોગ દૂર થાય છે. બાળકોને કરમિયા થયાં હોય તો આનો રસ આપવાથી કરમિયા દૂર થાય છે.

## કટુંબનાં અને સગપણનાં સંબંધો અને તેનું મહત્ત્વ

ડુંગરાભીલ પિતૃવંશી કુટુંબવ્યવસ્થા ધરાવે છે. કુટુંબ સામાજિક અને આર્થિક કાર્યોની દૃષ્ટિએ એક વિશાળ સંયુકત કુટુંબ વ્યવસ્થા છે. તેમાં પતિ-પત્ની, તેમનાં બાળકો, બીજી બાજુ સહ-નિવાસની દૃષ્ટિએ ત્રણ-ચાર પેઢીનાં લોહીનાં સગાં, મોટી ઉંમરના કાકા, ફોઈ તો કયારેક વિધવા છોકરી કે બહેન અને તેનાં સંતાનો વગેરેનો સમાવેશ થાય છે.

**સગપણઃ**

| | | | |
|---|---|---|---|
| મા | પિતા | દાદા | દાદી |
| કાકા | કાકી | મામા | મામી |
| ફોઈ | ફુવા | મોટાભાઈ | ભાભી |
| બહેન | બનેવી | ભત્રીજી | ભત્રીજા |
| ભાણેજ | - | માસા | માસી |

| | | | |
|---|---|---|---|
| સાસુ | સસરા | જેઠ | જેઠાણી |
| દિયર | દેરાણી | નણદ | નણદોઈ |
| વેવાઈ | વેવાણ | જમાઈ | દીકરી |

ડુંગરાભીલ સમાજ એકબીજાને જુએ અને મળે ત્યારે એકબીજા પાસે આવી ‘રોમ રોમ’ કહીને મળે છે. વહુ સવારે ઊઠીને સસરા, જેઠ વગેરે વડીલોને મળે છે ત્યારે, ભાવદર્શક શબ્દો બોલે છે. દા.ત, તમે લો. આ સમાજમાં કોઈપણ સગાં-વહાલાં ઘરે મહેમાન આવે ત્યારે સાડીનો છેડો હાથમાં લઈને સગાંને રોમ-રોમ કહીને પ્રણામ કરે છે. આ સમાજમાં સ્ત્રીઓ સસરા, જેઠ, નણદોઈ, કાકા, જમાઈ ને માથે સાડી વધારે રાખીને લાજ કાઢે છે. તેમની સાથે વાત-ચીત કરતાં મર્યાદાનું પાલન કરે છે. વડીલોની હાજરીમાં માથે ઓઢી, મુખ ઢાંકી લાજ કાઢે છે. તેઓ પતિ, સસરો, દિયર, જેઠ, સાસુ અને મોટી નણંદનું નામ દઈને બોલાવતી નથી.

સમાજમાં કુટુંબનું બીજું સ્વરૂપ વિભકત કુટુંબ વ્યવસ્થા છે. એક જ સહ નિવાસમાં સાથે રહે એવું, પતિ-પત્ની અને કુંવારા બાળકો પૂરતું તે મર્યાદિત જૂથ છે. બાળકો મોટા થઈ લગ્ન કરી પિતૃકુટુંબથી અલગ થઈ જાય છે. અલગ થતા પુત્રો પિતાનાં ઘરની નજીકમાં જ પોતાનું ઘર બાંધે છે. જેથી પિતા અને અન્ય સગાં-સંબંધીઓ પાસેથી પ્રસંગોપાત મદદ મળે અને માર્ગદર્શન મેળવી શકાય, અથવા પિતા કે સગાં તેમની સંભાળ રાખી શકે છે.

સામાન્ય રીતે, ખેતીના દરેક કામમાં ઘરમાં અલગ-રહેતાં ભાઈઓ પરસ્પરને મદદ કરે છે. તો કેટલીક

વખત સામૂહિક તથા લગ્ન, પોણગું, ઇંદની પૂજા, જેવા ધાર્મિક પ્રસંગોમાં એ કુટુંબના સર્વે સભ્યો અને લોહીનાં સગાં પરસ્પરને સાથ-સહકાર આપે છે. કુટુંબના વડાની દેખરેખ અને માર્ગદર્શન નીચે આખો અવસર પૂરો કરે છે. આવા પ્રસંગો એ પરસ્પર વ્યકિતગત ઝઘડાઓને ભૂલી જઈને પણ બધાં સાથ સહકારથી કુટુંબની આબરૂ માટે કામ કરે છે.

**મૈત્રી અને દુશ્મની (સ્વ અને પર)**

ડુંગરાભીલ સમાજમાં મૈત્રી અને દુશ્મની ખૂબ મહત્ત્વનો ભાગ છે.

કુટુંબ, જાતિ, ગોત્ર, ફળિયા, ગામ, વિસ્તાર વગેરમાં મૈત્રીભાવ જોવા મળે છે. તેમા સંયુકત કુટુંબ એક હોય તેમને જમીનની વહેંચણી કરે તો વડીલોને બોલાવે છે. પરંતુ, કોઈ પ્રસંગે એટલે કે મૃત્યુ જેવા પ્રસંગોમાં પોતાનાં ઘરે કામ હોવા છતાં તે ઘરનાં બધા સ્ત્રી-પુરૂષો જાય છે. ત્યાં મૈત્રીભાવ જોવા મળે છે. બીજા કુટુંબના હોય તે પણ જાય પરંતુ તે થોડા સમય પછી જાય છે. આ પારકું ગણે નહીં પણ કુટુંબ પ્રમાણે વ્યવસ્થા છે. મૃત્યુ જેવાં પ્રસંગોમાં લાકડાં લાવવાં, વિધિ વિધાન કરવા કુટુંબ આગળ હોય છે. બીજા કુટુંબ કે ફળિયાના લોકો પણ આ સમયે કામ કરે છે.

- આ સમાજમાં ભાઈ, બહેન ફળિયાના કે ગામના મિત્રોને મિત્ર તરીકે ગણે છે. તેઓ કુદરતના તત્વોને પણ માન આપે છે. તેઓ ખાસ શ્રધ્ધા રાખે છે.
- પશુઓ કે પક્ષીઓ સાથે પણ મૈત્રીભાવ જોવા મળે છે.

- જે કુટુંબ પોતાનાં ગોત્ર એટલે આખો વિસ્તાર અલગ અલગ ગામ હોવા છતાં પણ એક જ ગોત્રના હોય તો પણ પોતાનાં ગણે છે. જો અલગ ગોત્રના હોય તો તેને પારકા ગણે છે.

- પોતાનાં સગા સંબંધીઓ સાથે મૈત્રીભાવ જોવા મળે છે. જો અલગ જ્ઞાતિ કે અટક બીજી હોય તો તેને પારકાં ગણે છે. - જો કોઈ બાબતે કુટુંબમાં ઝઘડો થાય તો તેને દુશ્મન ગણે છે એટલે કે ગામનો હોય કે બહાર ગામનો પણ સંબંધ બગડે તો તેને દુશ્મન ગણે છે.

- બીજા ગામનો હોય કે ગામનો હોય પરંતુ છોકરી બાબતમાં કંઈપણ ઝઘડો થાય તો તેને દુશ્મન ગણે છે.

- ભૌગોલિક વિસ્તારમાં પણ મૈત્રીભાવ જોવા મળે છે. ખાસ કરીને તેમાં પોતાનાં ગામની સીમ હોય છે. પોતાનાં ગામનો ડુંગર કે ડુંગરી હોય તેમાં લાકડાં, પાન, ઘાસ, ઢોર ચરાવવા વગેરે ઉપયોગ કરે છે. તેને પોતાનું ગણે તેની સાથે મૈત્રીભાવ જોવા મળે છે. પણ બીજા ગામના લોકોને આ ઉપયોગ કરવા દેતાં નથી. તેનો વિરોધ કરે છે.

**વિશ્વનાં તત્ત્વોની જીવન પર અસર વિશે માન્યતા**

વિશ્વના તત્ત્વોની અસર વિશે ડુંગરાભીલો વિભિન્ન માન્યતા ધરાવે છે.

**આકાશ :**

(જુગે) આકાશમાં ચમકતાં તારાઓ વિશે અલગ-અલગ નામોથી (ચાનળે) ઓળખે છે. જેમકે,

આકાશમાં એક ઝૂમખા જેવાં તારા દેખાય છે. તેને ગોવાળિયા તરીકે ઓળખે છે. વિંછી, દાતડી, ડોશી-ડોશાનો ખાટલો, બકરી-ચોર, હેનાનો તારો, પૂંછડીયો તારો આમ આકાશમાં દેખાતાં તારાઓ વિશે માન્યતા છે. રાત્રે ચંદ્ર દેખાય તેમા સસલો (હાહો) દેખાય એવું માને છે. સૂર્યમાં સાવરણો દેખાય એવું માને છે.

**ચંદ્ર ગ્રહણ, સૂર્યગ્રહણ :**

ચંદ્ર કે સૂર્ય ગ્રહણ થાય ત્યારે ગર્ભવતી સ્ત્રીથી સૂર્ય-ચંદ્રને જોવામાં આવે તો બાળક કોઈ ખોડખાંપણ થાય એવું માને છે. જેનાં કારણે કોઈપણ ગર્ભવતી સ્ત્રી સૂર્ય-ચંદ્ર સામે જોતી નથી અને ઘરમાંથી નીકળતી નથી. પરંતુ, આવું કોઈ ગ્રહણ થાય ત્યારે ગામના લોકો તગારુ કે થાળી ઠોકે છે.

ચોમાસાની ઋતુમાં ચંદ્રની આજુ-બાજુ ગોળાકાર વાદળ દેખાય છે. તેને મોજેમ (મંડળ) બેઠું એમ કહે છે. તેઓ વરસાદ પડવાની આગાહી કરે એવું માને છે. અજવાળિયુ (ઉજાલો) (પૂનમ)ના દિવસને શુભ દિવસ માને છે. અંધારિયું (આંદારો) (અમાસ) આ દિવસને તેઓ અશુભ દિવસ ગણે છે. આ દિવસે કોઈપણ શુભ કાર્ય કરતાં નથી. દા.તા., અનાજની મોસેટીમાંથી દાણાં કાઢતાં નથી. ઝાડ પર ચઢતાં નથી, મકાન પર ચઢતાં નથી. ખેતીમાં વાવણી કરતાં નથી. જો આવું કાર્ય કરે તો કંઈ નુકશાન થાય એવું માને છે.

**વિંછુડો : (વિછી)**

વિંછુડો બેઠો હોય ત્યારે શુભ કાર્ય કરતાં નથી. જો કરવામાં આવે તો કંઈ ખોડ આવે એવું કહેવાય છે. દા.ત., લગ્ન કરતાં નથી. આ સમયે ખેતરમાં પાક તૈયાર થયેલ હોય તો પણ કાપતાં, તોડતાં નથી. વૃક્ષો પણ કાપતાં નથી. જો કાપવામાં આવે તો તે સડી જાય એવું માને છે. આ સમયમાં શુભ કાર્ય કરતાં નથી.

**પવનદેવ : (વાયુ દેવ )**

પવનને દેવ માની તેની પૂજા વિધિ કરે છે. જયારે ખૂબ વાવાઝોડુ (વાય પોમરું) થાય ત્યારે તેને રોકવા માટે પૂજા કરે છે. વરસાદને રીઝવવા, વરસાદ રોકવા માટે પણ પૂજા વિધિ કરે છે. ઉનાળામાં પવનની ડમરી ગોળઆકારે ફરતી-ફરતી આકાશમાં ઊડે ત્યારે તેને ભૂત આવ્યો એવું માને છે. ખેતરમાં વાવાઝોડાંથી નુકશાન ન થાય તેનાં માટે પૂજા વિધિ કરે છે.

નદી, કોતરોને દેવી તરીકે માને છે. તેની પૂજા કરે છે. તેને પવિત્ર માને છે. ડુંગરોને પણ દેવ માને છે. તેની પૂજા વિધિ કરે છે. દા.ત., રાણીકાજલ ડુંગર પર ખૂબ દૂર-દૂરથી લોકો પૂજા કરવા આવે છે. સ્થાનિક લોકો પણ દેવ મોગરા વગેરે સ્થળોની પૂજા વિધિ કરે છે. આ પ્રકૃતિને તેઓ પૂર્વજો માને છે.

## અન્ય સમાજની સાથે પોતાની ઉચ્ચ-અવચતાની ધારણા

ડુંગરાભીલ સમાજમાં ઊંચ-નીચના ભેદભાવ છે. તેઓ ગોવાળ, ભંગી, નાયક, ખાલપા જ્ઞાતિના લોકોને નીચાં ગણે છે. આ જાતિના લોકો સાથે નીચો વહેવાર કરે છે. આ જાતિના લોકો આ સમાજના ઘરે આવે તો ઘરનાં ઓટલે અને નીચે બેસે, એટલે કે ખાટલા પર બેસતાં નથી. તેઓ તેમના ઘરની અંદર ગમે ત્યાં ફરી શકે નહીં. આ લોકો આવે ત્યારે તે પાણી પીવું હોય તો ખોબો પકડી અને અધ્ધર લોટો રાખી પાણી પીવડાવે છે. તેમને ચા આપવી હોય તો ખાખરના પાનમાં કે પડિયામાં આપે છે. તેઓ શુભ-અશુભ પ્રસંગોમાં આવે તો તેમને નીચે અલગ બેસાડીને ભોજન આપે છે. પરંતુ, ડુંગરાભીલ સમાજના લોકો નીચી જાતિના પ્રસંગોમાં જાય છે ખરાં પણ તેમને ઘરોમાં ચા-પાણી કરતાં નથી એટલે કે, રોટી-બેટી વહેવાર કરતાં નથી. પણ, સામાજિક પ્રસંગોમાં જાય છે. આ જાતિના લોકો નીચું કામ કરે માટે તેમને નીચાં ગણે છે.

આ સમાજ રાઠવા, ચૌધરી, ગામીત, અન્ય જાતિઓને પટેલ, વાણિયા, બ્રાહ્મણ જેવી જાતિઓને ઊંચી ગણે છે. તેમની સાથે સંબંધ રાખે છે. રાઠવા અને ડુંગરાભીલ સમાજમાં રોટી-બેટીનો વહેવાર થતો નથી. તેનાં શુભ-અશુભ પ્રસંગોમાં વહેવાર કરે છે. તેના ઘરોમાં ખાવા-પીવાનું ખાતાં નથી.

## પવિત્ર અને અપવિત્રની વિભાવના

ડુંગરાભીલ સમાજમાં પવિત્રતા અને અપવિત્રતા આ બંન્ને પાસાઓ જોવા મળે છે.

**જગ્યા :**

ઘરમાં કુળદેવી સ્થાનકની જગ્યા, ચૂલાની જગ્યા, અનાજની મોસેટી, ઘંટી, ખાંડણિયો તથા પાણી મૂકવાની જગ્યા પણીયારાને પવિત્ર માને છે. આમ તો, આખાં ઘરને જ પવિત્ર માને છે. પરંતુ ઘરમાં કોઈ સ્ત્રીને માસિક આવે ''રાંધતી ન હોય'' આવા સમયે તેને અપવિત્ર ગણે છે. પવિત્રની જગ્યાએ જતી નથી. પોતાનાં વાડામાં છાણ, કચરો નાખે. તેઓ ઉકરડાંને અપવિત્ર માને છે. દેવસ્થળો, ધાર્મિક મંદિરોને પવિત્ર ગણે છે. સૂર્ય આથમી જાય અને રાત્રિ થઈ જાય, રાતના ૧૨ વાગ્યા પછીનાં સમયને અપવિત્ર ગણે છે. કારણ કે, રાતના ૧૨ પછીનાં સમયે મેલા દેવી-દેવતા, ભૂત, ડાકણ વગેરેથી ડરે છે. આ તત્વો રાત્રે નીકળે એટલે તેને અપવિત્ર ગણે છે. આ બધાં તત્વોનાં રહેઠાણ જેવા કે કોઈ મોટા વૃક્ષોને અપવિત્ર ગણે છે. કાળી ચૌદશને પણ અપવિત્ર ગણે છે. સ્મશાનને પણ અપવિત્ર ગણે છે.

અમાસ, વિંછુડો મંગળવાર આવા દિવસોને અપવિત્ર ગણે છે. જયારે પુનમ (અજવાળિયુ)નાં દિવસોને સારાં દિવસો, સારો સમય એટલે પવિત્ર ગણે છે. તહેવારોને પવિત્ર ગણે છે. કોઈ માણસનુ મૃત્યુ થાય ત્યારે ડાઘુ જાય તેવાં સ્ત્રી-પુરષ અપવિત્ર ગણે છે. તેને પવિત્ર કરવા માટે અગરબત્તીની ધૂપ લઈને ચોખ્ખા થઈને પોતાનાં ઘરમાં જાય ત્યારે પવિત્ર બને એમ માને છે. જે કુટુંબમાં મૃત્યુ થયું હોય તે ઘરને પાંચ દિવસ સુધી અપવિત્ર ગણે છે. બારમાનું ખાવાનું પણ અમુક લોકો અપવિત્ર ગણે છે. આ સમયે ગામમાં કે ફળિયામાં શુભ કાર્ય કરતાં નથી. કોઈપણ કુટુંબમાં બાળકનો જન્મ થાય પછીનાં પાંચ કે સાત દિવસ સુધી તે બાળકને અપવિત્ર ગણે છે. પરંતુ, ચોખ્ખું (હાતુ) થઈ જાય પછી બાળકને પવિત્ર ગણે છે.

આ સ્ત્રી ઘરમાં ખાસ પવિત્ર જગ્યાએ જાય નહીં, અડકે-પકડે નહીં. તે અપવિત્ર ગણાય છે. બૂટ-ચંપલ ઘરમાં પહેરીને ફરતાં નથી. તે ઘરના દરવાજે બહાર કાઢે છે.

આ સમાજમાં જ્ઞાતિ ભેદભાવ જોવા મળે છે. જેમ કે, ડુંગરાભીલ સમાજ કરતાં નીચી જ્ઞાતિના લોકોને અપવિત્ર ગણે છે. કુદરતી તત્વોમાં આકાશ, તારા, વાયુ, અગ્નિ, પૃથ્વી, ધરતી, ડુંગરો, નદીઓ, ખાડીઓ વગેરેને પવિત્ર ગણે છે. વૃક્ષોમાં જોઈએ તો તુલસી, બિલી, કળો (કરમ) આંબો, પીપળો વગેરે, ફૂલના છોડ, ગુલાબ, ચંપો, કરણ, ગલગોટ વગેરે છોડને પવિત્ર ગણે છે. પશુધનમાં જોઈએ તો ગાયને માતા ગણે છે. બળદને હળપતિ કહેવાય એટલે ગાય-બળદને પવિત્ર ગણે છે. પક્ષીઓમાં જોઈએ તો મોર, પોપટ, ચકલી, મરઘો, કોયલ, ટીટોડી, દેવ ચકલીને પવિત્ર ગણે છે. રાજાઘુવડ, કાગડો, બગલો, વાગરુ, પીચોટી વગેરે પક્ષીઓને અપવિત્ર ગણે છે. બિલાડીને અપવિત્ર ગણે છે.

ભોજનમાં પણ પવિત્ર-અપવિત્ર ગણે છે. જેમકે, જે લોકો ધર્મસંપ્રદાયમાં જોડાયલા છે તેવા લોકો માંસાહાર, દારૂ, તાડી પીવે તેને અપવિત્ર ગણે છે. પણ જે લોકો માંસાહાર કરે, પીવે તે લોકો આ વસ્તુને પવિત્ર ગણે છે. ડુંગરાભીલ સમાજનાં લોકો નીચી જ્ઞાતિનાં ઘરોમાં ખાતા-પીતાં નથી. તેને અપવિત્ર ગણે છે. આ સમાજમાં બકરાં, મરઘાં, માછલી વગેરેનું માંસ ખાય છે. તે પવિત્ર ગણે છે. પરંતુ પશુઓનું માસ ખાય તેને અપવિત્ર ગણે છે. આમ ઊંચ-નીચના ભેદ-ભાવ જોવા મળે છે.

**મનોરંજન**

ડુંગરાભીલ સમાજ અલગ-અલગ રીતોથી આનંદ મેળવતો હોય છે.

* હાટબજારમાં સગાં-સંબંધીઓ સાથે ફરવાં અને વાતચીત કરવામાં આનંદ તેઓને આનંદ મળે છે.

* મેળામાં આનંદ નાચગાન, ગીતો ગાય, ઢોલ વગાડી, પેહા-વાંસળી વગાડીને આનંદ માનતા હોય છે.

* લોકો ખાઈ-પીને આનંદ મેળવે છે.

* કોઈ સારા કપડાં પહેરીને આનંદ મેળવે છે.

* સંગીત સાંભળીને આનંદ મેળવે છે.

* વાદ્યો વગાડીને આનંદ મેળવે છે.

* નૃત્યો કરીને આનંદ મેળવે છે.

* સ્ત્રીઓ ગીતો ગાઈ અને ગરબા રમીને આનંદ મેળવે છે.

* વડીલો પાસેથી વારતા સાંભળીને મનોરંજન માને છે.

* થોડા લોકો રમત રમીને આનંદ મેળવે છે.

* નાના બાળકો તીરકામઠાં વડે, ડુંગરમાં બકરાં ચરાવવા જાય ત્યાં રમતો રમીને, બાળકો ઢુકુઢુક (સંતાકુકડી) રમે, ગિલ્લી દંડા વગેરે.

* ખેતીમાં કામ કરીને આનંદ મેળવે છે.

સમાજમાં પ્રાચીન સમયથી વર્તમાન સમયની વાત કરીએ તો મુખ્ય અને મનોરંજનના તહેવારો હોળી, દીવાળી, દીવાસો, ઈદ, તથા દેવમોગરા માતાજીનો મેળો મુખ્ય છે. આ તહેવારો ખૂબ ધામધૂમથી ઉજવીને મનોરંજન માણે છે. હવે મનોરંજનનાં સાધનોમાં ટી.વી. ફિલ્મ (ગુજરાતી-હિન્દી) વગેરે પણ ગણાવી શકાય.

### સમાજની ઓળખરૂપ વિશિષ્ટ આવડતો

ડુંગરાભીલ સમાજનો વિસ્તાર ખૂબ ખાડા-ટેકરાવાળો છે. તેઓ માટાભાગે ડુંગરીઓ ખેડીને ખેતી કરે છે. ખેતરમાં એક ચાહ (હાર) ભીંડીનો નાંખે છે. આ ભીંડી નાખવાનું કારણ ખેતરમાં પશુઓ ન આવે અને ખેતીમાં પાકનો બગાડ થતો અટકે છે. પાક ઉપર કોઈની નજર ન લાગે એવું માને છે. આ એક વિશિષ્ટ આવડત છે.

**તીરકામઠાં :**

(તોંદળો) તીરકામઠામાં ડુંગરાભીલો ખૂબ વિશિષ્ટ આવડત ધરાવે છે.

**માછલાં પકડવાની રીત :**

(માછે માંઊને) ડુંગરાભીલ સમાજનો માછલાં સાથેનો સંબંધ જૂનો છે. માછલાં ને તેઓ 'માસે' ઓળખે છે. માછલાં પકડવાં નદીએ કે કોતરો તળાવોમાં જાય છે. આ માછલાંઓ પકડવાં તેઓ વર્ષોથી

જાત-જાતની રીતો કરતાં આવ્યાં છે. જાળ (જાળું) જેવાં સાધનો તૈયાર કરે છે. ખાખરા કે હીંગોરીની છાલ કાઢે, તેને વાટીને તૈયાર કરે છે. તેને તળવામાં નાખે એટલે માછલાં આ છાલને ખાય એટલે તેમને મોણ (મીણ) ચઢે છે. તેથી માછલાં બે ભાન બને છે. જેથી માછલાં સહેલાઈથી પકડી શકે છે. બીજું કે વહેતા પાણીમાં પકડવાં માટે વાંસનો બનાવેલ જોકરો પણ ઉપયોગ કરે અને એક વ્યકિત માછલાં પકડે છે.

**પક્ષીઓનો શિકારઃ**

(રોમત્યાલે) ડુંગરાભીલોમાં પક્ષીઓ પકડવાની આવડતો છે. તેમાં જોઈએ તો ફેંદા નામનું લાકડાંનું તીર, પાંજરી, પાહો અને ઓહળની આવડતો છે. તેમાં ખાસ કરીને લાવડી, તેતર, હોલો વગેરે પક્ષીઓને પકડવા માટે રાત્રે ચારથી પાંચ વ્યકિતઓ સમૂહમાં નીકળે છે. તેમાં પક્ષી ખાસ કરીને વાડોમાં રહેતા હોવાથી તેઓ વાડમાં સૂતેલા હોય છે. રાતના સમયે વાંસની લાકડીઓ પર કપડું વીટીને તેલ રેડી કાકડાં બનાવી તેતર અને લાવરાને ચીલાને શોધવા જાય છે. વાડ પાસે જઈને કાકડા સળગાવે છે. આ કાકડાને 'ભૂંજ્યા' કહેવામાં આવે છે. આ ભૂંજ્યાના અંજવાળામાં સૂતેલા તેતર જાગી જાય છે. આંખો ખોલવાના કારણે પ્રકાશથી અંજાઈ જાય છે. આથી તે ઉડી શકતા નથી. તેથી તે સહેલાયથી પકડાય જાય છે.

આજ પ્રકારે બીજી આવડત 'પાંજરી' તે લાવડી, તેતર, બુટી જેવા પક્ષીઓને પકડવામાં (ફાંધે) બનાવે છે. આ પણ વાંસની પાતળી લાકડીઓથી ગૂંથીને બનાવે છે. તેમા પક્ષીને અંદર જવા માટે સાંકડો નાનો દરવાજો (પોલુ) રાખવામાં આવે છે. અંદર દાણાં નાંખવામાં આવે છે. આ પાંજરામાં એ પ્રકારેની કામળી

ગોઠવે છે. પક્ષીઓ દાણાં ખાવા માટે અંદર જાય છે અને પક્ષીઓ પકડાય જાય છે. આજ પ્રકારે 'પાહા'થી પણ પકડે છે. તેને 'મોહળ' ગામનાં બધાં સમુહમાં ડુંગરો કે ડુંગરીઓ ઘેરે છે. પક્ષીઓનો શિકાર કરે છે.

આ સમાજમાં ઘર બનાવવાની એક વિશિષ્ટ આવડત છે. તેઓ જાતે ઘરો બાંધે છે, જેમાં વાંસના ખપેડા એટલે કે દીવાલો, નળિયા પણ જાતે બનાવે છે. મોટાભાગે ઘર બનાવવાની જરૂરી વસ્તુઓ જાતે બનાવે છે. ખાસ તેઓ ઘરમાં વાંસના ખપેડા વાપરે એનું કારણ છે કે ઘરમાં હવા ઉજાસ રહે છે.

ઘંટી : અનાજ દળવાની આવડત છે.

ખાંડણિયો : અનાજ દળવા કે ચોખા કાઢવાની આવડત છે.

વલોણું : દહીંમાંથી છાશ અને ઘી બનાવવાની આવડત છે.

ચાપડો : મહૂડાની ડોળીનું તેલ કાઢવાની આવડત છે.

પોડ-નિશાત્રો : અડદની દાળ વાટવાની આવડત છે.

કથરોટ : રોટલા બનાવવા આવડત છે.

તાડી ઉતારવાના સાધનો, જેમ કે, વાંસની નિસરણી, દામેન વગેરે

ખેતી માટેના ઓજારો જાતે બનાવે.

વાદ્યો જાતે બનાવાની આવડત છે.

સ્ત્રીઓમાં છૂંદણા, ઘરનું લીંપણ, ચિત્રકલા અલગ-અલગ કલર બનાવવાની આવડત છે.

## ડુંગરાભીલી ભાષા

### ડુંગરાભીલી ભાષાનો ઈતિહાસ

ભારતમાં ભીલોની મુખ્ય વસ્તી મહારાષ્ટ્ર, મધ્યપ્રદેશ, રાજસ્થાન અને ગુજરાતમાં જોવા મળે છે. મુખ્યત્વે ભીલોની આસપાસ રહેનારા અન્ય લોકોથી તેમના સમાજ અને સંસ્કૃતિ પર ખાસ અસર જોવા મળે છે. મહારાષ્ટ્રમાં રહેતા ભીલો પર મરાઠી લોકોની અસર દેખાય છે. રાજસ્થાનમાં રહેતા ભીલો પર મારવાડી અને હિન્દી બોલનારાઓની અસર વિશેષ નોંધી શકાય. ગુજરાતમાં રહેતા ભીલો ગુજરાતની ભાષા અને સંસ્કૃતિથી ઘણા જ પ્રભાવિત રહેલ છે. નર્મદા નદી સુધીના ગુર્જ્જરોના આક્રમણોને કારણે તે પ્રદેશમાં વસતાં ભીલો પર ગુર્જ્જરોની જૂની ગુજરાતીની અસર બહોળા પ્રમાણમાં જોઈ શકાય છે. ખાસ કરીને રાઠવા, તડવી, રાજપીપલા ક્ષેત્રના વસાવાઓ તથા નસવાડી વિસ્તારના ડુંગરાભીલો પર તેની વિશેષ અસર જોઈ શકાય છે.

ડુંગરાભીલો રાઠવાઓ સાથે કેટલેક અંશે જીવનવ્યવહારોથી સંકળાયેલા છે તેથી તેમની ભાષામાં કેટલાક શબ્દોની આપલે થતી રહે છે, પરંતુ મહારાષ્ટ્રની ભીલી અને ગુજરાતની દહેવાલી(વસાવા) સરહદો સાથે વરસો જૂના પરંપરાગત સંબંધો હોવાને કારણે દેહવાલીભાષા અને ભીલોરીભાષાના સ્વરૂપ અને બંધારણને મળતી આવે છે. નર્મદા જિલ્લામાં આવેલું દેવમોગરા ગામનું યાહામોગી માતાનું થાનક મહારાષ્ટ્ર, મધ્યપ્રદેશ અને ગુજરાતની ભીલીનું મધ્યવર્તીકેન્દ્ર સમાન છે. આ સ્થળના જોડાણથી તેમની ભાષાઓમાં

બહુવિધતાઓ ઝીલાતી રહે છે. તેથી ડુંગરાભીલી નર્મદા જિલ્લાની દેહવાલી ભીલી અને તાપી જિલ્લાની ગામીતભીલી સાથે વિશેષ સંબંધ ધરાવે છે.

વડોદરાથી૧૨૦ કિમીના અંતરે મહારાષ્ટ્ર અને મધ્યપ્રદેશની સરહદે આવેલા સાતપુડાના દુર્ગમ પહાડોમાં વસતા ભીલોને 'ડુંગરાભીલ' તરીકે ઓળખવામાં આવે છે. તેઓ વરસોથી સાતપુડાના ઊંચા ડુંગરો પર વસેલા હોવાથી તળેટીના ભીલો તેમને પ્રદેશવિશેષની ખાસિયતને કારણે ડુંગરા પર રહેનારા ભીલો તરીકે ઓળખાવે છે. ડુંગરા પર રહેનારા ભીલો તે જ 'ડુંગરાભીલ' અને તેઓની ભાષા તે 'ડુંગરાભીલી'.

ડુંગરાભીલી ભાષા બોલનારા લોકોની વસ્તીવાળા ગુજરાતના નસવાડી, કવાંટ તાલુકા અને નર્મદા જિલ્લામાં અનુક્રમે ૬૧, ૨૩ અને ૬ ગામો છે. તે પ્રમાણે મહારાષ્ટ્રમાં ૮ ગામો અને મધ્યપ્રદેશમાં ૧૨ ગામો આવેલાં છે. ૨૦૦૧ની વસ્તી ગણતરી પ્રમાણે આશરે ૬૦,૫૨૮ છે. પરંતુ તેમાના કેટલાક રાઠવા અને અન્ય જાતિના હોય શકે તેથી આશરે ચાલીસથી પચાસ હજાર વસ્તી ગુજરાતમાં આજની તારીખે છે. ગુજરાતની ચાલીસથી પચાસ હજાર અને મધ્યપ્રદેશ તથા મહારાષ્ટ્રની કુલ વસ્તી મળીને લગભગ૭૦ થી ૮૦ હજાર ડુંગરાભીલી બોલનારાઓ ગણાવી શકાય.

અન્ય ભીલી ભાષાઓની જેમ ડુંગરાભીલી ભાષામાં પણ પરંપરાગત સાહિત્ય ઘણું બધું જોવા મળે છે, પરંતુ તે સાહિત્યનો યોગ્ય સ્વરૂપગત સંશોધન સંપાદન કે પ્રકાશન થયેલ નથી. ખાસ કરીને કેટલીક શૈક્ષણિક સંસ્થાઓએ શિક્ષણના માધ્યમમાં ડુંગરાભીલી ભાષાનો પ્રયોગ શરૂ કરેલ છે. જેમાં કેટલીક

બાળકોના ઉપયોગમાં લાવી શકાય તેવાં ત્રણેક પુસ્તકોનું પ્રકાશન થયું છે. તેમાં શ્રમિક વિકાસ સંસ્થાન અંત્યોદય ભવન, રાવપુરા વડોદરા દ્વારા 'ડુગેએ થી ડુંગર'(ડુંગરા ભીલ બોલી સંગ્રહ) મે, ૨૦૦૬માં પ્રકાશિત પુસ્તક છે. બાકી મિશનરીઓ દ્વારા પ્રકાશિત  પાઠ્યપુસ્તક સ્વરૂપની બે ચોપડીઓ મળે છે.

**ભાષાનાં પ્રમુખ લક્ષણો**

ડુંગરાભીલીની ઉચ્ચારણ વિષયક મુખ્ય લાક્ષણિકતાઓ નીચે મુજબ છે :

૧. ગુજરાતીભાષામાં 'સ' નો અઘોષ ડુંગરાભીલીમાં 'હ' થાય છે : સાચું નું હાચ, સેલંબાનું હેલાંબ, સાગબારા નું હાગબાર, સોય નું હુયે, સુથાર નું હુતારે.

૨. ગુજરાતીભાષામાં 'શ' નો ડુંગરાભીલીમાં 'હ' તથા ગુજરાતી અઘોષ 'અ' નું ડુંગરાભીલીમાં 'હ'પર મોટો 'ઈ' અને અનુસ્વર થાય છે : આવીશ નું આવહીં, ખાઈશ નું ખાહીં, જઈશ નું જાહીં, કરીશ નું  કોઅહીં, મળીશ નું મીલીહીં વગેરે.

૩. ગુજરાતીભાષામાં 'લ'નું ડુંગરાભીલીમાં 'ન' કે 'ળ' થાય છે : લીલી નું નીન્નૌ.

૪. કેટલાક ગુજરાતી શબ્દોમાં અંતે આવતા 'ઉં' પ્રત્યયનું ડુંગરાભીલીમાં 'હનહ'માં પરિવર્તન થાય છેઃ એવું નું ઍંહનહ, તેવું નું તેંહનહં, જેવું નું હોયેહનહ, કેવું નું કેહેનહ.

૫. કેટલાક ગુજરાતી શબ્દોમાં 'ડ'નું ડુંગરાભીલીમાં 'ળ' થાય છે : ઝાડ નું સાળે, બગાડ નું બગાળહ.

૬. ગુજરાતીભાષામાં 'ળ' નું ડુંગરાભીલીમાં 'લ' થાય છે : કાળુ નું કાલોં, માળ નું માલુ, તાળું નું તાલઅ, મળ્યું નું મિલીનં વગેરે.

૭. ગુજરાતીભાષામાં 'ધ'નું ડુંગરાભીલીમાં 'દ'થાય છેઃ ગધેડું નું ગદડઅ, સીધું નું હુદ્દ વગેરે.

૮. ગુજરાતીભાષામાં અંત્ય 'ભ'નું ડુંગરાભીલીમાં 'બ' થાય છે : ઊભુ નું ઉબુ, મોભ નું મુબે.

૯. કેટલાક ગજરાતી ભાષાના શબ્દોમાં 'ગ' (હસ્વ)નું ડુંગરાભીલીમાં દીર્ઘ ગો થાય છે : ગણેશ નું ગોણીશે, ગધેડુ નું ગોદડઅ, ગરજ નું ગોરજો.

૧૦. ગુજરાતી ભાષામાં 'સ'નો અઘોષ ડુંગરાભીલીમાં 'હ' માં ઉમેરાતો ' ઓ' થાય છેઃ સમજુ નું હોમજુહની વગેરે.

૧૧. ગુજરાતી ભાષામાં 'છ' નું ડુંગરાભીલીમાં 'સ' થાય છે : છત્રી નું સતરી, છાસ નું સાહા.

૧૨. ગુજરાતી ભાષામાં 'ણ' પૂર્વેના 'ર' નું ડુંગરાભીલીમાં ' અ' થાય છે : બારણુ નું બાર્યઅ, સાવરણી નું બાઅળી વગેરે.

૧૩. ગુજરાતીભાષામાં શબ્દારંભે આવતો 'હ' ડુંગરાભીલીમાં 'અ' ઉચ્ચારાતો જોવા મળે છેઃ હાથનું આથે, હાડકા નું આડે, હોય નું હોયે, હસ નું ઓંહ વગેરે.

૧૪. ગુજરાતીભાષામાં શબ્દારંભે આવતો 'છ' ડુંગરાભીલીમાં 'સ' ઉચ્ચારાતો જોવા મળે છે : છોબડું નું

સુબેએ, છાકટાનું સાકીનંઅ.

૧૫. કેટલાક ગુજરાતી શબ્દોના વર્ણનો'ઓ'કાર ડુંગરાભીલીમાં 'ઉ'કાર રૂપે ઉચ્ચારાતો જોવા મળે છે : સોનું નું હુનં, સોટી નું હુસ્કી.

**ડુંગરાભીલીની વ્યાકરણ વિષયક લાક્ષણિકતાઓ**

૧. ડુંગરાભીલી પ્રથમ અને બીજા પુરુષ બહુ વચનનો 'ઈ' પ્રત્યય થાય છે : તમે ને તુમી, અમે ને બદલે આમી.

૨. બીજી વિભક્તિ પુલિંગ ગુજરાતીમાં 'ને'ને બદલે ડુંગરાભીલીમાં 'અહા' થાય છે : પિતાજી ને બદલે બાઅહા, નોકર ને બદલે સાકરહા વગેરે.

૩. બીજી વિભક્તિ સ્ત્રીલિંગ ગુજરાતીમાં 'ને' બદલે ડુંગરાભીલીમાં 'અહ' થાય છે : પુત્રી ને બદલે સુઅયહ, આંગળી ને બદલે આકળ્યહ વગેરે.

૪. ચોથી વિભક્તિ પુલિંગ અને સ્ત્રીલિંગ ગુજરાતીમાં 'સાથે' ને બદલે ડુંગરાભીલીમાં 'આરી' થાય છે : પિતાજી સાથે ને બદલે બાહાઆ આરી, ખાટલા સાથે ને બદલે ખાટના આરી, માતા સાથે ને બદલે યાયા આરી.

૫. પાચમી વિભક્તિ પુલિંગ અને સ્ત્રીલિંગ ગુજરાતીમાં 'થી', 'માંથી'ને બદલે ડુંગરાભીલીમાં 'કોઈતે',

'મને' થાય છે : પથ્થરથી ને બદલે ડોણોકોઈતે, પગમાંથી ને બદલે ગુડાકોઈતે, નદીમાંથી ને બદલે ખાડ્યોમને.

૬. છઠ્ઠી વિભક્તિ પુલ્લિંગ ગુજરાતીમાં 'નો', 'ની', 'નું', 'ન' ને બદલે ડુંગરાભીલીમાં 'અ' અને 'આ' થાય છે : મોરના ને બદલે કાલાવઆ, કાગડાની ને બદલે કાગળાઆ, પાડાનું ને બદલે પાડાઆ.

૭. છઠ્ઠી વિભક્તિ સ્ત્રીલિંગમાં ગુજરાતીમાં 'નો', 'ની', 'નું', 'ના' ને બદલે ડુંગરાભીલીમાં 'ઈ' થાય છે : તપેલીની ને બદલે તોપીલીઈ, ઘુઘરીનો ને બદલ કુગરીઈ, નદીની ને બદલે ખાડીઈ.

૮. સાતમી વિભક્તિ પુલ્લિંગ ગુજરાતીમાં 'માં' ને ડુંગરાભીલીમાં બદલે 'માંયે' થાય છે : છોકરામાં ને બદલે પોયરામાંયે, નકશામાં ને બદલે નોકસામાંયે, ડુંગરમાં ને બદલે ડુગઅમાંયે.

૯. સાતમી વિભક્તિ સ્ત્રીલિંગ ગુજરાતીમાં 'માં' ને બદલે ડુંગરાભીલીમાં 'માંયે' થાય છે : સાડીમાં ને બદલે હાળીમાંયે, ગાયમાને બદલે વાસળ્યમાંયે.

૧૦. ભવિષ્યકાળમાં પહેલો-બીજો પુરુષ એકવચનનાં રૂપોમાં ગુજરાતીમાં 'ઈશ' ને ડુંગરાભીલીમાં 'ઈહીં' થાય છે : આવીશ ને બદલે આવીહીં, જઈશ ને બદલે જાહીં, મોકલીશ ને બદલે મોક્નીહીં, રડીશ ને બદલે રોળીહીં વગેરે.

૧૧. ડુંગરાભીલીમાં ક્રિયાપદના રૂપ માટે 'અન' એ પ્રત્યય ક્રિયાપદના આજ્ઞાર્થી બંને લાગે છે દા. ત., 'જો'

એ ડુંગરાભીલી આજ્ઞાર્થી એકવચનનું રૂપ છે અને બહુવચનનું રૂપ છે જાયા. તેને 'અન' એવું પ્રત્યય લાગીને 'જાઅનં' જવું એવું ક્રિયાપદનું મૂળરૂપ બને છે.

**ડુંગરાભીલીના પુરુષવાચક સર્વનામ**

| | એકવચન | | બહુવચન | |
|---|---|---|---|---|
| | **ડુંગરાભીલી** | **ગુજરાતી** | **ડુંગરાભીલી** | **ગુજરાતી** |
| પ્ર.પુ. | મેં | હું | આમી | અમે |
| બી.પુ. | તું | તુ | તુમી | તમે |
| ત્રી.પુ. | હોનહુ | તે(પુ.) | હાનહા | તેઓ(પુ.) |
| | હોનહી | તે(સ્રી.) | હોનહ્યા | તેણીઓ(સ્રી.) |
| | ઓનહો | તે(નપુ.) | ઓનહા(નપુ.) | તે |

**ડુંગરાભીલી પ્રશ્નવાચક સર્વનામ**

| ડુંગરાભીલી | ગુજરાતી | ડુંગરાભીલી | ગુજરાતી |
|---|---|---|---|
| કોડો | કોણ | કોડાઆ | કોના |
| કાં | ક્યાં | કાંઅહાં | ક્યારે |

| | | | |
|---|---|---|---|
| કેતાહા | કેટલા | કેંહની, કેંહનં | કેવી, કેવું |
| કોન્ની, કોન્ન | કયું, કયો | કેહન | કેમ |
| કાગ | શું | | |

**ડુંગરાભીલીદર્શક સર્વનામ**

| **ડુંગરાભીલી** | **ગુજરાતી** | **ડુંગરાભીલી** | **ગુજરાતી** |
|---|---|---|---|
| આયહી | આ | હોનહુ | એ |
| હોનહે | તે | હોનહા | તેઓ |
| હોનહી | તેણી | હોનહ્યા | તેણીઓ |

**ડુંગરાભીલી ક્રિયાવિશેષણો**

| **ડુંગરાભીલી** | **ગુજરાતી** | **ડુંગરાભીલી** | **ગુજરાતી** |
|---|---|---|---|
| અમો | હમણાં,અત્યાર | તાહઁા | ત્યારે |
| થુડીકવાઅર | થોડીવાર પછી | જુર્યો | જલ્દી |
| પાસો | પછી | લાગલુજ | તરત જ |
| જોર્યેઅ | ઝડપથી | નીરાતઅ | ધીરેથી |

| | | | |
|---|---|---|---|
| ઉતવાળઅ | ઉતાવળથી | રીહવાત | ગુસ્સાથી |
| એક્કાજ | અચાનક | | |

**ડુંગરાભીલીમાં કેટલાક આજ્ઞાર્થી રૂપો**

| **ડુંગરાભીલી** | **ગુજરાતી** | **ડુંગરાભીલી** | **ગુજરાતી** |
|---|---|---|---|
| ઉબુરો | ઊભો રહે | ગુગદેએ | દોડ |
| સાને | ચાલ | બોહેએ | બેસ |
| સુલેહે | ઘસ, ચોળ | | |

**ડુંગરાભીલીમાં વર્તમાનકાળનાં કેટલાંક ઉદાહરણ**

| | **એકવચન** | | **બહુવચન** | |
|---|---|---|---|---|
| | **ડુંગરાભીલી** | **ગુજરાતી** | **ડુંગરાભીલી** | **ગુજરાતી** |
| પ્ર. પુ. | મેં ખાતનું | હું ખાઉં છું | આમી ખાતને | અમે ખાઈએ છીએ |
| બી.પુ. | તું ખાતનું | તું ખાય છે | તુમી ખાતને | તમે ખાઓ છો |
| ત્રી. પુ. | હોનહોયે ખાતનું | તે ખાય છે | હોને ખાતન | તેઓ ખાય છે |

**ડુંગરાભીલીમાં ભૂતકાળનાં કેટલાંક ઉદાહરણ**

| | **એકવચન** | | **બહુવચન** | |
|---|---|---|---|---|
| | **ડુંગરાભીલી** | **ગુજરાતી** | **ડુંગરાભીલી** | **ગુજરાતી** |
| પ્ર. પુ. | મેં ખાદઅ | મેં ખાધું | આમી ખાદનં | અમે ખાધું |
| બી.પુ. | તું ખાદનં | તેં ખાધું | તુમી ખાદનં | તમે ખાધું |
| ત્રી. પુ. | તીયાઁ ખાદનં | તેણે ખાધું | હોન્યે ખાદનં | તેઓએ ખાધું |

**ડુંગરાભીલીમાં ભવિષ્યકાળનાં કેટલાંક ઉદાહરણ**

| | **એકવચન** | | **બહુવચન** | |
|---|---|---|---|---|
| | **ડુંગરાભીલી** | **ગુજરાતી** | **ડુંગરાભીલી** | **ગુજરાતી** |
| પ્ર. પુ. | મેં ખાંહીં | મેં ખાઈશ | આમી ખાહૂઁ | અમે ખાઈશું |
| બી.પુ. | તું ખાહો | તેં ખાશે | તુમી ખાહા | તમે ખાશો |
| ત્રી. પુ. | તોઅહાઁ ખાઅય | તે ખાશે | હોન્યે ખાઈયે | તેઓ ખાશે |

## ભાષાના નમૂનાઓ

### સુઉ ન ગુસાયો

એકે હુહુનીન હુહુ પઅ. તીયા નાઝ્ય પુકું હોઈ પઅ. તુઉ હુહુ મોઈ ગોયુ પઅ. તેઈ નેવરી પળી પઅ. સુઉ આવીનુ પઅ. તુઉ સુઉ સાન્તુ હુ પઅ. તેયી યાહી ન તુઉ સુઉ નીહી ફીરે ગોયે પઅ. તીયાહા ગુસાય મીલુનુ પઅ. તુ ગુસાય કહ પઅ, તુઉ માહું પુયરુ આપી દે. કહે પઅ તેયી યાહી નાઁય આપત્ની. તીહી જે પુહુહુ કહો કઅતે તીયાઆ પુયરાહા માંગીત નેહે પઅ. તુઉ ગુસાયે નેતુ ગોયુ પઅ. તાઁહરુ તુ ગુસાયે બળવુ પઅ.તાહાઁ તીયા સુહીઆ બળવુ ટેવાળત્નુ પઅ.તાઁહારુ તીયાહા સીકવી દેદુ પઅ. તીયા ગુસાયુ દેખે સુઉ વદાર સીખી ગોયનુ પઅ. તુઉ જુવાન આવી ગયુ પઅ તાઁહારુ તુઉ સુઉ નાહી ગયુ પઅ. તેયી યાહી આયતી એવડી ખુપળી બાંદીત રયની પઅ તાઁહારુ તુઉ સુ કહે પઅ, મેં બુકળુ બણીહીં તાહાઁ માહુ વેચી જાહો તાહાઁ દુઅળુ નેતી આવજો કહે પઅ યાહોહો. તુઉ બુકળુ બણીનુ પઅ. તાહાઁ વેચી જોહે તાહા દુઅળુ નેતી આવજે કયન પઅ તાઁહારુ વેચી દેદનુ પઅ. તાઁહારી આવતી રેની પઅ. તેઈ દુઈળી બી નેતી આવીની પઅ. તેઉ પાસુ સુઉ પાડી બોણીની પઅ. તીયો બી વેચી જજો કોઈનું પઅ. તીયો બી દુઅળુ નેતી આવીનઅ કોઈનં પઅ.

પુઈ ફાળીત પહોઅ કુળુ નીકનીનું પઅ. કુળુ વેચી ગઈ પઅ. તુઉ ગુસાય મીલીનું પઅ તાઁહારુ હુ તુઉ નેહે પઅ. તીયા હા વેચી દેદો પઅ. ન તીયાહા દુઅળુ બી આપી દેદુ પઅ. તાઁહારુ કોઅ ને ગયુ પઅ.

કોઅ નેઅ જાત પોહોઅ બાંદીયુ પઅ. તાઁહારુ હુ પોયરા ચારુ આપી દેયા કયો પઅ. તાઁહારુ ચારુ ખાદુ. પુયરા પુયરા પાંઈ પીવાડે જાયા કોઅયો પઅ. તેએ પોયરે પાંઈ પીવાડી તે નેતા વ્યે. તેહનાજ માંયે કાલ્લો જે નીકલીન પોળ્યુ આરવાત ગયુ પઅ.તેએ પુયરે કોઅ ગોયે પઅ. બાહા બાહા તીયા કુળા કાઁયે કાલ્લે જે નીકલીત પળ્યુહુ અન આરવાત ગયુ કયનુ પઅ. તીયા ગુસાયો તુ કાંયે મે પુહયુ તુઉ જે ઉવુહ જુવે કોયનુ પઅ.તીયા સુઆ પાસે પળ્યુ પઅ. તીયા સુઆ પાસે આવત્નુ દેખીત નેદનું પઅ. તીયા દેખીત નેદ્નું તાહાઁ તુઉ સુઉ આડે બોણી ગોયનું પઅ. તીયા આડોહો ખાનો કોતે તુ ગુસાયે કુતરુ બોણી ગોયનું પઅ. તીયા ખાઉહુ આવીનુ તેહના માઁયે આડે નાવળી બોણી ગોયનુ પઅ. તુઉ ગુસાયે નાવળી હો ખાઅન કતે હીસાણો બોણી ગોયનુ પઅ. તુઉ સુઉ ચેન બોણી ગોયનુ પઅ. સુયોઅ ગોલામેં તુઉ ગુસાયે ગુસાય બોણી ગોયનું પઅ. ગુસાય આવે ચેન માગે તાઁહા ચેનીહી થાંબલા આરી આસાટીત પહો આપી હજ કોયનો. તીયા થાંબલા આરી આસાટીત આપી દેદનં તાઁહા બેન કીવાળે બોની ગોયે પઅ. તુઉ ગુસાયે તુરુતુ જે કુકળો બોણી ગોયુ પઅ. તીયા ગુસાયો કીવાળો એક વીસીત ખાત નેદો પઅ. તાઁહારો એક કીવીળો ઉતો તોઓ બીનાળો બોની ગોયો પઅ. બીનાળો(સુઉ) કુકળાહા(ગુસાયોહો) ખાત ગોયુ પઅ.

**અનુવાદ**

**છોકરો અને ઘેરૈયા**

એક ડોસો અને ડોસી હતાં. તેની પત્નીને બાળક થયું. પેલો ડોસો મરી ગયો. તેને સુવાવડ થઈ છોકરો

આવ્યો. તે છોકરો ચાલતો થયો. એક દિવસ છોકરો અને તેની મા ખાડીએ ફરવા ગયાં. તેમને એક ઘેરૈયો મળ્યો હતો. પેલો ઘેરૈયો કહેવા લાગ્યો, 'તું મને છોકરો આપી દે.' તેની મા આપતી ન હતી. તેમ છતાં છોકરાને તે લઈ લે છે. ઘેરૈયો તેને લઈ ગયો. તે ઘેરૈયો બડવો હતો. તે પોતાની છોકરીઓને બડવાની વિદ્યા શીખવતો હતો. ત્યારે તેને પણ શીખવી દીધી. તે બડવા કરતાં પેલો છોકરો વધારે શીખી ગયો. તે જુવાન થઈ ગયો. ત્યારે તે છોકરો ભાગી છૂટ્યો. તેની મા નાની એવી ઝૂંપડી બનાવી રહેતી હતી ત્યાં જઈ પેલો છોકરો કહે છે. 'હું બકરો બનીશ  તું મને વેચવા જશે ત્યારે દોરડું લેતી આવજે. પછી તે બકરો બને છે. તેની મા વેચવા જાય છે અને દોરડું લઈ પાછી આવતી રહે છે. છોકરો પાછો પાડી બનેલો તેને પણ વેચવાનું કહેલું અને તેનું પણ દોરડું લઈ આવવા કહેલું.

તે પછી જમીન ફાડીને છોકરો ઘોડો બની નીકળેલો. મા ઘોડાને વેચવા ગઈ. ત્યારે પેલો ઘેરૈયો રસ્તામાં મળ્યો અને તેણે ઘોડાને લઈ લીધો. માએ વેચી દીધો અને દોરડું પણ આપી દીધું. તે તેને ઘરે લઈ ગયો. ઘરે લઈ જઈ પછી બાંધી દીધો. છોકરાઓને ઘાસ નાખવાનું કહ્યું. તેણે ઘાસ ખાધું. છોકરાઓ છોકરાઓ પાણી પીવડાવીને લઈ આવ્યા એટલામાં અંદરથી કાળુ જાણે નીકળીને જમીનમાં જતું રહ્યું. છોકરાઓ ઘરે ગયા. 'બાપા બાપા, તે ઘોડાને કંઈક કાળુ જેવું નીકળી પડ્યું છે અને જમીનમાં જતું રહ્યું છે.' એવું છોકરાઓએ કહ્યું. તે ઘેરૈયાએ કહ્યું, કે પાળેલો તેવો ને તેવો જ હોવો જોઈએ. બડવો છોકરા પાછળ પડ્યો. તે છોકરાએ તેને પોતાની તરફ આવતાં જોયો. તેણે જોઈ લીધું એટલે તે છોકરો હાડકું બની ગયો. બડવો હાડકાને ખાવા માટે કૂતરું બની ગયો હતો. તેને ખાવા આવ્યો એટલામાં તે હાડકું 'નાવડી' નામનું પંખી






બની ગયું. તે ઘેરૈયો નાવડીને ખાવા બાજ પક્ષી બનીને ગયો ત્યારે તે છોકરો સાંકળ બની છોકરીઓના ગળામાં પડેલો. આખરે તે પક્ષીમાંથી ઘેરૈયો બની ગયો. ઘેરૈયો છોકરીઓ પાસે આવીને સાંકળ માગે છે. ત્યારે છોકરીઓ સાંકળને થાંભલે અફાળે છે. તે થાંભલા સાથે અથડાતાં તેમાંથી બે કીકી બની ગયેલી. તે ઘેરૈયો તરત જ મરઘો બની ગયો. તે એક કીડીને વીણી ખાતો હતો એટલામાં તે એક પાની બિલાડો બની ગયો અને મરઘાને ખાય ગયો.

**લગ્ન ગીત**

ડાયલો લાડો અંદાસોતાનો ર, પીદો રે
ડાયલો લાડો મરી રે જવાનો
ડાયલી લાડી અંદાસોતાનો ર, પીદો રે
મારી બેના પયણી રે જવાની
કંમળે કંમળે બેના ફૂલા રે વીરા
અસી ઉંમરે લગન જોડાય રેલા રે
નાના ડુંગીરીમાં કોયલ બોલે રે
કવાંટથે ફોને કોરી સોવિતા બેન્યુ બોલેએ
સુરતી વીટી લાવી સિંતા ન કરો.






**અનુવાદ**

ઘરડા વરે અંદાસોતા(વૃક્ષ)નો રસ પીધો
ઘરડો વર મરી રે જવાનો
ઘરડી વહુ એ અંદાસોતા(વૃક્ષ)નો રસ પીધો
મારી બેન પરણી  જવાની
કમળ કમળ બેના ફૂલ વીરા
ઓછી ઉંમરે લગ્ન જોડ્યા રે
નાના ડુંગરમાં કોયલ બોલે
કવાંટથી ફોન કરી સવિતા બેન બોલે રે
સુરતી વીંટી લાવીશ ચિંતા નહીં કરો રે.

**રંગોનાં નામ**

| **ડુંગરાભીલી** | **ગુજરાતી** | **ડુંગરાભીલી** | **ગુજરાતી** |
|---|---|---|---|
| કાલ્લુ | કાળો | પીલ્લુ | પીળો |
| જામણું | જાંબલી | - | વાદળી |

| | | | |
|---|---|---|---|
| રાતનું | લાલ | બોગનં | સફેદ |
| નારનું | નારંગી | પુપટ્યો | પોપટી |

**સગપણના શબ્દો**

| **ડુંગરાભીલી** | **ગુજરાતી** | **ડુંગરાભીલી** | **ગુજરાતી** |
|---|---|---|---|
| યાહી, યાહીવા | માતા | બાહુ, બાહારા | પિતા |
| દાદા, દાદુ | ભાઈ | બાયે, બોંઈહી | બહેન |
| પાબી | ભાભી | બીયીહી | નણંદ |
| જીજી | માસી | પાવળયું, પાવળ્યા | બનેવી |
| ડાયરા બા, બાબા | મોટા બાપા | ડાયરી યાહી, યાયરુ | મોટી બા |
| કાકુ | કાકા | કાકી | કાકી |
| વોળીહી | વહુ | ફુયે, ફુયીહી | ફોઈ |
| હાહવીહી | સાસુ | હોહરુહુ | સસરા |
| ડેઉહુ | દિયર | જેટુહુ | જેઠ |
| જેઠાણકી | જેઠાણી | જોમાંહુ | જમાઈ |
| માઁ ડાયી, માઁ નાડી | પત્ની | મામુ | મામા |

| | | | |
|---|---|---|---|
| મામી | મામી | વેવાણેએ | વેવણ |
| વેવાયે | વેવાઈ | સુઉ | પુત્ર |
| સુંઈ | પુત્રી | | |

**સમયવાચક્ના શબ્દો**

| **ડુંગરાભીલી** | **ગુજરાતી** | **ડુંગરાભીલી** | **ગુજરાતી** |
|---|---|---|---|
| બોપરો | બપોર | હાંસતો | સાંજે |
| રાતે | રાત્રે | પોરમોંદીહી | પરમદિવસ |
| આઠવાળ્યો | અઠવાડિયું | મોંયનું | મહિનો |
| અમાહા | અમાસ | પૂનોમે | પૂનમ |
| આજ | આજે | હાંદાઆ, કાને | કાલે |
| દાળ્યો | દરરોજ | દિહી | દિવસ |
| પાખવાળ્યો | પખવાડિયું | વોરહેં | વરસ |
| ચૌદેહે | ચૌદસ | જુની | અજવાળિયું |
| આંદર્યો | અંધારિયું | ઉજાલો | અજવાળું |
| આંદારો | અંધારું | રાતીઈ | સવાર |

**દિશાવાચકનાં શબ્દો**

| **ડુંગરાભીલી** | **ગુજરાતી** | **ડુંગરાભીલી** | **ગુજરાતી** |
|---|---|---|---|
| ઉગુમણો | પૂર્વ | બુડમણો | પશ્ચિમ |
| માણમુંડ્યો | ઉત્તર(તાપી નદી પરથી) | | |
| તોપત્યોઓ વોલે | દક્ષિણ | | |

**વારનાં નામો**

| **ડુંગરાભીલી** | **ગુજરાતી** | **ડુંગરાભીલી** | **ગુજરાતી** |
|---|---|---|---|
| દિતવારે | રવિવાર | આટે | સોમવાર |
| પાનવેળ્યુ | મંગળવાર | ઉદાપુર્યુ | બુધવાર |
| દેવોઓ | ગુરુવાર | ઝુઝીઈ | શુક્રવાર |
| થાવોર | શનિવાર | | |

**મહિનાનાં નામો**

| **ડુંગરાભીલી** | **ગુજરાતી** | **ડુંગરાભીલી** | **ગુજરાતી** |
|---|---|---|---|
| દીવાલ્યો | કારતક | પુહુ | માગશર |

| | | | |
|---|---|---|---|
| ઉતરાણોઅ | પોષ | ડાંડે | મહા |
| ઉલ્યઅ | ફાગણ | હુલપાંઆં, ડાલવોલ્યુ-ચૈત્ર | |
| ખાત્રોઓ | વૈશાખ | ડાલવાલ્યો | જેઠ |
| આખાળે | અષાઢ | સાંવોરે | શ્રાવણ |
| ભાદુરવુ | ભાદરવો | દોહરાઆ | આસો |

**ખેતી વિષયક શબ્દો**

| **ડુંગરાભીલી** | **ગુજરાતી** | **ડુંગરાભીલી** | **ગુજરાતી** |
|---|---|---|---|
| દાથળી | નાની દાતરડી | દાથળો | મોટો દાતરડો |
| ઓલે | હળ | કુવાળી | નાની કુહાડી |
| કુવાળો | કુહાડા | પારાણું | પરાણો |
| નેદા, નેદતના | નિંદામણ | પુંય | જમીન |
| કાદૂ | માટી | ગાડાઆ | ગાડું |
| વાંસની પુંયે | ફળદ્રુપતાવાળી જમીન | | |
| તુંવાણ | ધોવાણ | સાહા | ચાસ |
| ખેત | ખેતર | ઊરુ | વાવણી |

| | | | |
|---|---|---|---|
| બિયારુ | બિયારણ | ખોલો | અનાજનું ખળું |
| ડાયરો ખેત્યો | પરંપરાગત ખેતી, | ફોળકુ કરબ | |
| જુહુરે | જુસરું | રાહે | લાંબુ દોરડું |
| હીમીને | સામેલ | પીંજોટી | પંજેટી |

**અનાજનાં નામો**

| **ડુંગરાભીલી** | **ગુજરાતી** | **ડુંગરાભીલી** | **ગુજરાતી** |
|---|---|---|---|
| જુવારે | જુવાર | ડુડુ, ડુડા | મકાઈ |
| ડાંગેહ | ડાંગર | બોઅટી | બંટી |
| કુદરા | કોદરો | નાગની, હાંગરી | નાગલી |
| પાદી | ભાદી | તીલં | તલ |

**કઠોળ અને શાકભાજીનાં નામો**

| **ડુંગરાભીલી** | **ગુજરાતી** | **ડુંગરાભીલી** | **ગુજરાતી** |
|---|---|---|---|
| તુવીઈ | તૂવેર | ઉળદ્યે | અડદ |
| ચાણા | ચણા | ચૌવલે | ચોળી |

| | | | |
|---|---|---|---|
| મઠ | મઠ | પીંડો | ભીંડા |
| વાલ્યે | પાપડી | કુલે | કોળું |
| કારલે | કારેલા | કોટને | કંટોલા |
| તુર્યે | તૂરિયું | કાંદો | ડુંગળી |
| નોહણો | લસણ | ચૌલ્યે કાંદે | કંદમૂળ |
| ચીર્યા કાંદા | ડુંગરના કાંદા | ગોલકે | ગલકાં |
| તુહે | કાકડી | આહાલ્યે | પત્તરવેલિયા |
| મેથો પાજા | મેથીની ભાજી | ચોરકના પાજો | ઝરખલીની ભાજી |
| મુખા પાજો | મોખાની ભાજી | ખાટઆમળો | ખટામળો |
| ડુગલો પાજી | ડમળીની ભાજી | કોટના પાજો | કંટોલીની ભાજી |
| પીંડા પાજો | ભીંડીની ભાજી | | |

**ઘરવખરીનાં સાધનો**

| **ડુંગરાભીલી** | **ગુજરાતી** | **ડુંગરાભીલી** | **ગુજરાતી** |
|---|---|---|---|
| બાઅળી | સાવરણી | બુળદી | માટીની કોઠી |
| હુપે | સૂપડું | ડુસરો, ગાગર | માટલું |

| | | | |
|---|---|---|---|
| તોપીલીઈ | તપેલી | કોઅટી | ઘંટી |
| મુહુલે | સાંબેલું | ઉખુલે | ખાંડણો |
| ટુપનો | ટોપલો | ટુગાયે | નાની ટોપલી |
| સુનું | માટીનો ચૂલા | થુબળુ | લોટ બાંધવાનું સાધન |
| ઠીકરઅ | લોઢી | કોદવોઓ | માટીની તાવડી |
| આન્ની | માટીની હાંડલી | ચોમસુ | ભાતિયું |
| સીખટુ | તવેથો | ડુયો | ડોયો |
| પુરો | ડોલ | | |

**શરીરનાં અંગો**

| **ડુંગરાભીલી** | **ગુજરાતી** | **ડુંગરાભીલી** | **ગુજરાતી** |
|---|---|---|---|
| ગોળુ | ગળું | સુબે | મુખડું |
| નીંડાઆ | કપાળ | ડુઉ, ડુઅ | આંખ |
| નાખુરો | નાક | કાને | કાન |
| આથે | હાથ | ગુડુ | પગ |
| આડ | હાડકું | ટોસણોં | ઘૂંટણ |

| | | | |
|---|---|---|---|
| બીટુ | હોઠ | પુટુ | પેટ |
| પાટન્યા | પગની પાની | હાતોલે | સાથળ |
| થોલટો | હથેળી | પેરે | પંજા |
| નીમાલે | વાળ | ટુબરા | ગાલ |
| ઈઅળે | પેઢાં | તોળે | ધડ |
| મુંહેં, મુડે | માથું | ડિને | શરીર |

**માપનાં કેટલીક નામો**

| **ડુંગરાભીલી** | **ગુજરાતી** | **ડુંગરાભીલી** | **ગુજરાતી** |
|---|---|---|---|
| આયતો | નાનો | વોડો | મોટું |
| નામબો | લાંબો | ટુકળો | ટૂંકું |
| જાઅખો | વધારે | થુલો | ઓછું |
| છેટો | દુર | ઉંગો | નજીક |
| પાતલો | પાતળું | માંટ | અંદર |
| બાઅઠો | બહાર | | |

## સંગીત વાદ્ય અને નાટ્યવેશો

ડુંગરાભીલ સમાજમાં લોકસાહિત્યની જેમ લોકસંગીત વાદ્ય મહત્ત્વનું સ્થાન ધરાવે છે. સાંસ્કૃતિક ક્ષેત્રમાં સમાવિષ્ટ થતાં લોકો એમનાં સામાજિક, ધાર્મિક વિધિઓ, તહેવારો, ઉત્સવો, રીતરિવાજો વગેરેમાં ગાયન-વાદનનાં અંગો સંમેત થતો ગીતરચનાઓનો પ્રયોગ પરંપરાથી મેળવેલી ઉપલબ્ધિ છે. નિશ્ચિત ભૌગોલિક ક્ષેત્રમાં વસવાટ કરતી જાતિઓની  લોક વિદ્યાની પરંપરાનો આ એક પ્રાચીનતમ મૂળ ધરાવતો મહત્વનો પ્રકાર છે. ખાસ જોઈએ તો, સંગીતની માણસે શોધ કરી ત્યારે પ્રકૃતિ એ જ એને સીધા પ્રેરણા અને પૂરક સામગ્રી પૂરાં પાડ્યાં.

લોક સંગીતનાં વાદ્યોનો ઉદ્ભવ અને વિકાસ આદિમકાળનાં વન્ય જીવનમાં જ થયો છે. એની શોધમાં માણસને પ્રકૃતિનો નિકટનો પરિચય જ કામમાં આવ્યો છે. પ્રકૃતિમાં જ માણસે વિવિધ નાદ-લયનો અનુભવ કર્યો. કાળક્રમે એને સમજાયું કે, વહેતી હવા જયારે કોઈ કિનારી પરથી પસાર થઈને વહેવા લાગે છે કે રણકતા પદાર્થો એક બીજા સાથે ટકરાય છે, ત્યારે વિવિધ પ્રકારના અવાજ જન્મે છે. વન્ય જીવનમાં માણસ પોતાના શરીરના અવયવો ઉપરાંત બીજા પ્રાકૃતિક પદાર્થોમાંથી ઉપયોગના સાધનો-ઓજારો પણ બનાવતો થયો. તેની સાથે જ તાલ અને સ્વર આપે એવા વાદ્યો બનાવતો ગયો.

ડુંગરાભીલ સીતલા કાકા કહે છે કે, 'ખૂબ પરિશ્રમ સભર જીવનને આનંદિત બનાવવામાં સંગીત-

વાદ્ય ઉપયોગી છે. જેવાં કે, ખેતર ખેડતી વખતે, માટી ખોદતી વખતે, ડુંગરમાંથી લાકડાં કાપવા, પાન તોડવા, ગુંદર કાઢવા, મધ લેવા, જેવી ચીજવસ્તુઓ લાવતી વખતે, વાટે ચાલતી વખતે, ઘંટી ચલાવતાં, પાણી લાવતાં વગેરે, કામોમાં સંગીત આવે છે. ખાસ તહેવારો, મેળાઓ, સામાજિક પ્રસંગો, ધાર્મિક પ્રસંગોમાં સંગીત-વાદ્ય ખૂબ મહત્વનું છે.' તેમાં સીતલાકાકા કેટલાક ઉદાહરણો આપે છે જેવા કે,

(૧) મળસ્કે મરઘો બોલે ત્યારે સ્ત્રી અનાજ દળવા ઊઠે છે. અનાજ દળતી જઈને ગીત ગાતી જાય. આમ, ઘંટી ચલાવવાનો પરિશ્રમ તે ગાવાંના ગીત સાથે દળવાનો અવાજ સ્ત્રીનો થાક ઓછો કરે અને સ્ત્રી અધમણ-મણ અનાજ દળી નાખે છે.

(૨) ખેતરે જતી વખતે ચાલતાં-ચાલતાં મોએથી 'શેર' (શીશોટી) વગાડતાં ગીતો ગાતા જાય છે. ત્યારે તેને રસ્તો કેવી રીતે પસાર થયો અને ખેતર આવી જાય તેની ખબર પણ રહેતી નથી. એવું તેનું સંગીત છે.

(૩) ખેતરે સ્ત્રીઓ નિંદામણ, ડાંગર રોપવા જાય ત્યારે ગીતો ગાય છે. તેમના ગીતોના સૂરમાં ખબર પણ નથી પડતી કે ખેતરમાં કેટલું બધું કામ થાય છે, તે ગીતોના મનોરંજનમાં વધારે કામ થાય છે. તેથી, ગીત સંગીત ચાલુ રાખવા જોઈએ. (આજે ખૂબ ઓછાં થતાં જોવા મળે છે). પહેલાં સ્ત્રીઓ બજાર, હાટમાં જતી ત્યારે ગીતો-ગાતી ગાતી મનોરંજન કરતી લાંબો રસ્તો પસાર કરે છે.

વધુમાં પૂછ્યુ કે, 'માનવીને આવા પ્રકારનાં સંગીત કે વાંજિત્રો બનાવવાની જાણકારી કયાંથી મળી ? કયારે મળી ? કેવી રીતે મળી ? ત્યારે સીતલાકાકા કહે છે કે, 'કુદરત તથા પૂર્વજો પાસેથી. સંગીત દેખાતું

નથી પણ કાને સંભળાય છે'. તેઓ કહે છે કે, 'માનવને કુદરત કે બાપદાદાઓ પાસેથી જ વાદ્યની જાણકારી મળી અને પોતાની રીતે જ પોતાના સાધનો દ્વારા (વાદ્ય-વાંજિત્રો) બનાવવાની જાણકારી મળી.' તેમાથી જ સમજ આવી, ત્યારે તે દાખલાઓ આપે છે.

(૧) માણસ ડુંગરોમાં ખોરાક માટે ફરે ત્યારે તે જુએ છે કે ઝડપથી જતાં પવન વૃક્ષનાં સુકાયેલા પાંદડાની કિનારી પરથી પસાર થાય છે. ત્યારે પવન સાથે ખૂબ સારું સંગીત આપે છે. આવા ઘણાં બધાં વૃક્ષનાં પાંદડાંમાં જુદાં-જુદાં અવાજે સંગીત સાંભળવા મળે છે. તે અવાજનું અનુકરણ માણસ પોતાની અંદર ઊતારી લે છે. પછી તેવા જ પ્રકારનું, તે પાનનાં ઉપયોગથી વાંજિત્ર બનાવીને ફુંક વડે કે મોથી વગાડે છે. આમ, વાંજિત્રનો જન્મ થાય છે.

દા.ત. શરણાઈમાં તાડના પાનની ફુદડી બનાવીને ફુંકીને તેમાંથી ખૂબ સારું સંગીત પ્રગટાવે છે.

(૨) કોતરના કિનારા પર, કે જંગલમાં ઊગીને સુકાઈ ગયેલા વાંસમાં જીવ-જંતુઓ અંદરનો ગીર રસ ખાવા માટે કાણાં પાડી દેતાં હોય છે. એવાં પોલા વાંસની નળીના અલગ-અલગ જાડાં-પાતળા કાંણાંમાં પવન પ્રવેશ કરે ત્યારે નાના-મોટા અવાજ (સંગીત) સંભળાય અને પશુઓ ચરાવનારા ગોવાળિયા સાંભળતા જ વાંસની પોલી ભુંગળી નળીમાં કાણાં પાડી, મોં વડે ફૂંકવાથી અલગ-અલગ ગીતો ગાવાથી ખૂબ સારું સંગીત-વાદ્યને જન્મ આપે છે. એમાં વધારે કહું તો જે રીતે મોંથી શેર (સીટી) વગાડીએ છીએ એ જ રીતે વાંસની નળીને ફૂંકવાથી 'વોહરી' (વાંસળી)નો જન્મ થાય છે. મોંથી ફૂંકીએ તેમાંથી નાની પેહી, મોટો પેહો, શરણાઈ, ઘાંઘળી જેવા વાંજિત્રો બન્યાં.

(૩) પહેલાં કુંભારો તાડી ઊતારવા માટે ગાડવા/માટલાં બનાવતાં હતાં. તે ભાંગી જાય ત્યારે તેના મોડાના કાઠાંના ભાગ ઉપર ઢોરનું સૂકાયેલું ચામડું બાંધીને વચ્ચે દોરો પરોવીને ખેંચવાથી મોટો અવાજ આવે કે ઉપર હાથથી ઠોકવાથી ખૂબ સારો અવાજ આવે. તેમાંથી ઢાંક, મોટો ઢોલ, માંદળ, નગારી જેવાં તાલ વાદ્યો બનતાં થયાં.

ધાર્મિક વાંજિત્રોમાં 'ઢાંક' મુખ્ય છે. જેને ડુંગરાભીલો 'ઢાંકા' કહે છે. જેનો ઉપયોગ ભગત (ભૂવા) ધાર્મિક વિધિઓ અને દેવોની પૂજા સમયે મંત્રો, ગાયણાં સાથે કરે છે. જે ખાસ કરીને દીવાસો, કુંવારિયો, ઈંદ જેવા પ્રસંગોમાં વગાડે છે.

સામાજિક વાંજિત્રોમાં 'મોટો ઢોલ' મુખ્ય છે. જેને 'ટૂને' તરીકે ઓળખે છે. મોટો ઢોલ દીવાસો, બાબા ઈંદ, હોળી, મેળાઓ, ગેરનો મેળા જેવાં સામુહિક પ્રસંગોમાં ખાસ વગાડે છે. આવા પ્રસંગોમાં માંદલ, થાળી, નાનો ઢોલ, શરણાઈ, નગારી, વાંસળી, પેહો વગેરે વગાડે છે.

ઘાંઘળી, પેહી જેવાં વાદ્યો પ્રકૃતિ સાથે જોડીને વગાડે છે. તેઓ ખાસ કરીને પશુ ચરાવતાં સમયે, ખેતરે અનાજ સાચવતાં સમયે વગેરે જગ્યાએ વગાડે છે.

સમાજમાં સંગીત-વાંજિત્રો પ્રસંગોપાત વગાડે છે. આમ ન કરે તો કોઈને કોઈ નુકશાન થાય છે. તેનો વગાડવાનો સમય પણ ચોક્કસ છે. દા.ત. 'ઢાંક' બાબા ઈંદની પૂજાવિધિમાં જ વગાડવામાં આવે છે. જો તેને બીજે વગાડવામાં આવે તો નુકસાન થાય છે.

આથી સમાજમાં પોતાની સમજ, કુદરતી શોધ, પોતાની સાહજિક રીત, પશુ-પક્ષીઓના કલરવો,

પવનનાં સુસવાટા, કોતરમાં પાણીનો અવાજ, પથ્થરનાં ધમકાનો અવાજ વગેરે અનુકરણો કરી પોતાની રીતે સંગીત વાદ્ય તૈયાર કર્યાં, વ્યકિતગત અને સમુહરૂપે સામાન્ય એવું જ્ઞાન ઉપર નીચે લઈ જઈ તહેવારો, સામાજિક પ્રસંગો, ધાર્મિક પ્રસંગોમાં ગાવાનો-વગાડવાનું સંગીત-વાદ્ય ઉમેરાતાં ગયાં. તેમાં નીચે મુજબ અલગ-અલગ પ્રકારે ઉદ્‌ભવેલાં છે.

(૧) સુષિર વાદ્ય (ફૂંકણી વાદ્ય)
(૨) ચર્મવાદ્ય
(૩) તંતુવાદ્ય
(૪) અન્યવાદ્ય (તાલ વાદ્ય)

**(૧) સુષિર વાદ્ય (ફુંકની વાદ્ય) :**

સુષિર વાદ્ય એટલે હવાના ઉપયોગથી વાગતા વાદ્ય, આ પ્રકારનાં લોકવાદ્યોમાં વાંસળી, પેહી, પેહો, શરણાઈ, ઘાંઘળીનો સમાવેશ થાય છે. આ સમાજના સુષિરવાદ્યોમાં ખૂબ વિશિષ્ટતા છે.

**(૧) વાંસળી :**

વાંસળીને ડુંગરાભીલ સમાજમાં 'વાહલી' તરીખે ઓળખે છે. તેની બનાવટમાં વાંસ પાતળો, પાકો અને પોલાણવાળો મોટા 'પેરા' વાળો જે બે થી અઢી ફૂટ લાંબો ટૂંકડો કાપી તેને સૂકવે છે. અંદરની ગાંઠોને લોખંડના સળિયાને કોલસામાં ગરમ કરીને ગાંઠોને બાળી કાણું બનાવી તેનેં માપનો ટૂકડો કરે છે. વાંસળીનો

ઉપરની ભાગ પોલાણવાળો હોય છે. તેને બંધ કરવા માટે એક માપનો સાગના લાકડાંનો ટૂકડો અથવા વાંસનો ટૂકડો તૈયાર કરીને, હવા નીકળે નહીં તે રીતે ઉપરથી ફીટ બેસાડે છે. ત્યાં એક કાંણુ પાડે છે. તેની નીચે દોઢ ફૂટ દૂર એક-એક ઈંચના ગાળે ૬ (છ) કાંણા પાડે છે. આમ, વાંસળી તૈયાર કરે છે.

**વાંસળી શણગાર :**

વાંસળીને ખૂબ રંગ-બેરંગી કલરથી સજાવે છે. જેમાં પ્લાસ્ટિક બોટલના જુદાં-જુદાં કલરના ઢાંકણને વાંસળી પર ગોઠવી અને સુંદર રીતે શણગારે છે. કોઈકવાર પ્લાસ્ટિકની રેડિયમ પટ્ટીઓ જુદાં-જુદાં કલરોનાં માપનાં ટૂકડાં કરીને ચોંટાડે છે. તે ખૂબ ચળકાટ મારે છે. સ્ટીલની ચેનપાતળી ઉપરના ભાગેથી નીચેના ભાગ સુધી બાંધે છે. તેમાં નાની ઘુંઘરી અને રંગ-બેરંગી દોરાના ફૂમતાં અથવા તો પ્લાસ્ટિકનાં ફૂમતાં બાંધે છે. જે બજારમાંથી વેચાતાં લાવે છે અથવા તો કેટલીકવાર ઘરે પણ ફૂમતાં તૈયાર કરી બાંધે છે.

હોળીના તહેવારમાં ચૂલનાં દિવસે વાંસળીની પૂજા કરે છે. હોળી પહેલાનાં દિવસોમાં વાંસળી બનાવવાનું અને શણગારવાનું કામ કરે છે. પોતાનાં વિસ્તારમાં કે ગામમાં જે દિવસે ચૂલ દેવતા અગ્નિદેવની પૂજા વિધિ કરે છે.

ડુંગરો, નદીને કિનારે પશુઓ ચરાવવા ગયેલાં ગોવાળિયા, તેમાં યુવાન પુરૂષો, વૃદ્ધો વગેરે વગાડે છે. ખાસ વાંસળી ગોવાળ વગાડે છે. ત્યાં ખરેખર વૃદ્ધ પુરૂષ વાંસળી બનાવવાનું, વગાડવાનું યુવાન છોકરાને શીખવે છે તેમાં ખાસ કરીને શ્વાસ કેવી રીતે ઘુંટવો, ગીત કેવા રીતે ગાવાં, ગીત પ્રમાણે આંગળી કેવી રીતે

દબાવવી તે શીખવાડે છે. આવી રીતે જુવાનિયાઓને વાંસળીનું શિક્ષણ મળે છે. તેમાં હોળી, મેળા, દીવાસામાં વાંસળી વગાડે છે. તહેવારોમાં પુરૂષ વાંસળીમાં ગીત વગાડે તે જ ગીતો સ્ત્રીઓ સામે ગાય છે. મેળાઓમાં જાય ત્યારે સામુહિક વાંસળીઓ વગાડે અને સ્ત્રીઓ ગીતો ગાઈને નાચે છે. સમુહ નૃત્યમાં ગાનાર, વગાડનાર, નાચનાર સાથે જ ૧૫ થી ૨૫ વાંસળી વગાડનાર હોય છે. દશેરા પછીનાં તહેવારો જ એવાં છે કે, હજારો યુવકો પોત-પોતાની વાંસળીઓના સંગીતથી વાતાવરણને ભરી દે છે. ચૂલના મેળાઓ તો આખા વિસ્તારને આકાશ-પાતળ ધરતી વગેરેને આ વાંસળી સંગીતથી સૂરમય વાતાવરણ ભરી દે છે.

**વાંસળીની એક વિશિષ્ટ માન્યતાઓ :**

હોળીના તહેવારથી મેળાઓની શરૂઆત થાય તે સમયગાળા દરમિયાન લગ્ન જોડવાની વાતો થાય છે. ત્યારે યુવાનને મૂછના દોરા ફૂટતાં હોય, યુવાનીનાં પગથિયે ચડતો હોય ત્યારે યુવાન હોળીના સમયે મેળાઓમાં વાંસળીને ખૂબ શણગારી તે પોતે બરોબર તૈયાર થઈને માથે ફુમતાંવાળો રૂમાલ બાંધી, આંખે કાજળ આંજી નવા કપડાં પહેરીને વાંસળી સાથે ગામના યુવાન-યુવતિઓનાં ટોળામાં નીકળી છે. તેને ખૂબ સારી વાંસળી વગાડતાં આવડી જાય છે. જયારે તેઓ મેળામાં જાય અને પોતાનાં ગામનાં ટોળામાં સમુહમાં વાંસળી વગાડીને નૃત્ય કરે ત્યારે મેળામાં બીજા ગામના યુવાન-યુવતીઓ આવે છે. તે પોતાની યુવાનીના વિરહનાં ગીતો વાંસળીમાં ગાતો હોય અને નૃત્ય કરતો હોય ત્યારે વાંસળીના ખૂબ સુંદર સૂર પેલી સામેનાં

ગામની યુવતી સાંભળતી-જોતી હોય ત્યારે આ સૂર સાથે યુવતી મોહિત થાય છે અને બન્ને સામ-સામે તેમની આંખની નજરો ભેગી થાય ત્યારે યુવાન-યુવતી પોતે જીવનસાથી તરીકે જોડવાની ઈચ્છા પ્રગટ કરે છે.

આમ વાંસળીનાં સૂરો વડે સંબંધ જોડાય છે એટલે યુવાન વાંસળી સારી વગાડતો હોય અને નૃત્ય કરતો હોય ત્યારે તેને જોઈને યુવતિ સારાં ગીત ગાતી હોય અને એ રીતે પ્રણય બાદ આ બન્ને લગ્ન સંબંધ જોડાય છે.

**વાંસળીની સાચવણી :**

વાંસળીને ખૂબ સારી રીતે રાખે છે. લાંબી દૂધી પાકી થાય ત્યારે તેને સૂંકવીને ગર્ભ કાઢી નાંખવામાં આવે છે. ઉપરનાં ભાગને કાપીને બે કાણાં પાડી દોરી વડે બાંધી દીવાલ પર કે ખપેડા પર એક ખીલે લટકાવે છે. તેમાં વાંસળી મૂકે છે તથા વાંસનો જાડો બંબુ લઈને તેને અંદરની ગાંઠોને કોતરી નાંખે છે. ઉપરનાં ભાગે કાણાં પાડી તેને દીવાલ કે ખપેડા ઉપર લટકાવે છે. તેમાં વાંસળીને મૂકે છે. ઘરનાં માળિયા ઉપર કે નળિયામાં પણ ખોસી દેવામાં આવે છે. આમ, વાંસળીની જાળવણી કરી બીજા વર્ષે તેના સમય પ્રમાણે વગાડે છે.

**વાંસળીનું ગીત :**

જીવે હાખનું જીવે નાઁય વાહલ્યે પાસે ફીરે રે

વાહલ્યે ગોઠારી જોડી
હાબ્બા હાબ્બો હોય...હોય...
દેવમોગરા નાપોમે સોવિતા મીલી ગોયેની
રાજુ ગોઠારી જોડી
હાબ્બા હાબ્બો હોય...હોય...
વાહલ્ય કોઅતા રોળી વોલની
ઓ સાયદી રોંગાલી
હાબ્બા હાબ્બો હોય...હોય...

**ગુજરાતી અનુવાદ**

જીવ સરખો જીવ નથી વાંસળી પાછળ ફરે છે
વાંસળી ગોઠારી જોડી
હાબ્બા હાબ્બો હોય...હોય...
દેવમોગરા નામ પર સવિતા મળી ગઈ
રાજુ ગોઠારી જોડી
હાબ્બા હાબ્બો હોય...હોય...

વાંસળી વાટે રડી પડેલી
ઓ સાયદી રોંગાલી
(ગોઠારી, રોંગાલી : નારીવાચક વિશેષણ)

**પેહો**

સમાજમાં 'પેવું' તરીકે ઓળખે છે. વાંસમાંથી ખાસ કરીને જાડો લાંબી સાઈઝની ગાંઠોવાળો (પીરા) પોલાણવાળો બોફ વાંસ બપોર પછીનાં સમયે કાપીને લાવે છે. તેની લંબાઈ લગભગ અઢીથી ત્રણ ફૂટ. આ ટૂકડાને ઉપરનાં ભાગે ત્રિકોણ આકારથી ત્રણ ઈંચ જેટલો કાપે છે. ટૂકડાંની અંદર વચ્ચેના ભાગે ગાંઠો હોવાથી તેને લોખંડનો સળિયો તપાવીને કાણું પાડે છે એટલે ટૂકડાને આખો પોલાણવાળો બનાવે છે. ઉપરનાં ભાગે ત્રિકોણ આકારનાં પોલાણમાં સાગના લાકડાંની ઠેસી (હોપટી) ફીટ બેસાડે છે. તેમાં હવા પ્રવેશે તેવા પ્રકારે પાતળું (નાનું) કાણું કરે છે. ત્યાં જ બરોબર ચાર ઈંચ પર ચોરસ કાણું પાડે છે. ત્યાર બાદ બરોબર બે વેંત ભરીને ચાર કાણાં બે-બે ઈંચનાં અંતરે પાડે છે. છેલ્લા ભાગે તેને લટકાવવા માટેનું એક કાણું પાડે છે. પેહો વગાડવા માટે પાંચ છિદ્રો પાડવામાં આવે, તેમાં જ સૂરો મળે છે. પેહો કોઈ રસ ધરાવનાર વ્યકિત બનાવી વગાડે છે. આમ પેહો તૈયાર થાય છે.

પેહો મોટા અવાજે વાગે તેને ઢાળબદ્ધ વગાડવા માટે પાંચ છિદ્રો દ્વારા મોં વડે ફૂંક મારી, શ્વાસ ઘૂંટી

અને આંગળીઓથી છિદ્રોનો ઉપયોગ કરી તેને યોગ્ય અવાજે (રાગે) ગીતો વગાડી શકાય છે. પેહો બનાવવાનું કામ અને વગાડવાનું કામ પુરૂષો કરે છે. નૃત્યો સાથે અને નૃત્ય વગર પણ પેહો વગાડે છે. નૃત્ય સાથે હોય ત્યારે પુરૂષો પેહા વગાડે અને સ્ત્રીઓ ગીત ગાઈ અને નૃત્ય કરે છે.

જૂન મહિનામાં વરસાદ શરૂ થાય ત્યારે વાવણી કરેલો પાક, જેવાં કે મકાઈ, તુવર, અળદ, ડાંગર, મઠ વગેરે અને ધરતી પર પહેલાં ઉગી નીકળતાં અલગ-અલગ બીજના છોડવાઓ (નાંદરવો) ઊગી નીકળે છે. આદિવાસી સમાજનાં ગામડાંઓમાં દરેક દેવના સ્થાનકો છે. તેમાં એક ગામ દેવ (નાંદરવા દેવ) નું સ્થાનક આવેલું છે. વાવણી કરેલ પાક સાથે જે બીજ નાંદરવું ઊગી નીકળે છે. તેનું નિંદામણ આ દેવની પૂજાવિધિ કર્યા બાદ જ શરૂ કરે છે. તેને ડુંગરાભીલ સમાજ દેવપૂજવાનાં નામથી ઓળખે છે. દેવની પૂજાવિધિ માટે ગામમાંથી અનાજ તથા જરૂરી ચીજવસ્તુઓ ભેગી કરે છે. આ બધું ભેગું કરવા માટે પૂજારો ગામમાં ઘેર-ઘેર ફરે છે. આવા સમયે પૂજારાને સંબોધીને પેહામાં ગીત ગાય છે. ત્યારથી, પેહો વગાડવાની શરૂઆત થાય છે. આ દિવસને દેવનાં દિવસ તરીકે ઓળખે અને દેવને સંબોધીને પેહામાં ગીતો ગાય છે. નવપરણિત યુગલોને સંબોધીને ગીતો ગાય છે. જેમાં પુરૂષો પેહા વગાડે અને સ્ત્રીઓ ગરબા રમતાં ગીત ગાય છે. આમ સામ-સામે એક બીજાને સંબોધીને ગીતો ગાય નૃત્ય કરે છે. ત્યાર પછી વરસાદનાં દિવસોમાં પાકને સંબોધીને અર્થાત કે પ્રકૃતિનાં તત્વોને સંબોધીને ગીતો ગાવામાં આવે છે. તહેવારો, પ્રસંગોને ધ્યાનમાં રાખીને પેહો વગાડે છે.

આમ ચોમાસાં દરમિયાન નાંદરવું દેવ થી દશેરા સુધી પેહો વગાડે છે તે પછીના દિવસોમાં પેહા

વગાડતાં નથી. આમ સમાજમાં પેહાની ઓળખ છે.

**ઘાંઘળી :**

ઘાંઘળી વાંસમાંથી બનાવે છે. તેને સમાજમાં 'કાંગલી' તરીકે ઓળખે છે. જે વાંસની પટ્ટી અડધા ફૂટ જેટલી લાંબી કાઢવામાં (કાપવામાં) આવે છે અને એ એક ઈંચ જેટલી પહોળી હોય છે. આ પટ્ટીની વચ્ચે બીજી પાતળી ચીપ ભાગમાં કોતરીને બનાવે છે. જેમાં મોટી પટ્ટીનાં બન્ને છેડે દોરો જે હાથમાં પકડીને ખેંચાય તે રીતે બાંધે છે. એક છેડે નાની બે-ત્રણ ઘુઘરીઓ બાંધે છે. આ ઘાંઘળીને ખુલ્લું મોં રાખીને તેને એક હાથે દોરાથી મોં આગળ પટ્ટી પકડી રાખી બીજા છેડે બીજા હાથથી દોરાને ખેંચે છે. અંદરની ચીપ ઉપર મધનું મીણ ચોંટાડે છે. ત્યાર બાદ આખી પટ્ટી બન્ને હોઠની વચ્ચે મોંમાં રાખે છે અને ખેંચે અંદર-બહાર શ્વાસ લે છે. જેના પરિણામે ઘાંઘળીમાંથી ઘુઘરીના રણકાર સાથે સંગીત આવે છે અને સાથે ગીતો ગાય છે.

ઘાંઘળી સાથે દીવાસાનાં ગીતો અને નૃત્ય કરે છે. એટલે કે પુરૂષો ઘાંઘળીમાં ગીત ગાઈ નૃત્ય કરે અને સ્ત્રીઓ મોટેથી ગીત ગાઈ નૃત્ય કરે છે. અમુક સમયે પુરૂષો એકલો ઘાંઘળી વગાડી નૃત્ય કરે છે. ઘાંઘળી ખાસ કરીને ખેતરે રસ્તામાં આવતાં-જતાં, અનાજ રખેવાળી સમયે, દૂર કોઈ સગાં-સંબંધીને ત્યાં ચાલતાં જતાં રસ્તામાં તેમજ આનંદ સમયે અને નવરાશનાં સમયે વગાડે છે.

**શરણાઈ :**

સાગ, સીસમનાં વૃક્ષના લાકડાંમાંથી બનાવે છે. તેને આ સામાજમાં 'હેણાય' નામથી ઓળખે છે. ખાસ તે બે પ્રકારની જોવા મળે છે. (૧) નાની શરણાઈ (૨) મોટી શરણાઈ

નાની શરણાઈ બાર ઈંચ જેટલી લાંબી હોય છે. મોટી શરણાઈ દોઢ ફૂટ જેટલી લાંબી અને એક ઈંચ જેટલી લાંબી અને એક ઈંચ જેટલી સાંકળી નળાકાર ભુંગળી હોય છે. તેને ખાસ શરણાઈના ઘાટ પ્રમાણે ઊતારનાર સુથાર હોય છે. તે ફકત સુથાર જ ઊતારી (ઘડી) શકે છે. વગાડનારને ફકત ભુંગળી જ મળે છે. બીજું બધું વગાડનાર ગોઠવે છે. જે પાછળથી તેને એક અડધા ઈંચ જેટલું કાણું પાડે છે. આ કાણાં ઉપરનાં ભાગે નાની પિત્તળની ભુંગળી લગાડે છે. કાં તો ડુંગરમાં સાહુડી નામના પ્રાણીના પીછાં જે હુંળો (હુરો) હોય તેને માપનો કાપીને નાની નળી બનાવે છે. આ નળી પર ગોળાકારે નાળિયેરની કાચલી ઉપરનાં ભાગે નાનો ટૂકડો ગોળાકારે બનાવી પાઈપ લગાડે છે. કાચલીનાં ગોળાકારની વચ્ચે નળીનાં માપનું કાણું પાડે છે. નળી ને નીચેના ભાગે દોરો વીંટાળે છે. આ ગરગડી પર એક ફુદડી બનાવી બેસાડે છે. તાડ પાનનો વચ્ચેના (ગાભા) પાનમાંથી ફુદડી બનાવી નળી સાથે લગાડે છે. ફુદડીમાં કાણું રાખવા માટે સાગની કે સાહુડીનાં હુરાનો ટુકડો નાખવામાં આવે છે અને વગાડવાનું પુરું થાય કે તરત જ આ હુરો પેલી ફુદડીમાં ખોસી દે છે.

શરણાઈ તૈયાર થયા બાદ તેને મોં વડે ફૂંકીને શ્વાસ ઘૂંટીને સારાં એવાં અવાજમાં રૂપાંતર કરીને સુંદર

ગીતો વગાડે છે.

**શરણાઈનો ઉપયોગ :**

લગ્ન, મરણ (મૃત્યુ) પ્રસંગે, હોળી, દીવાળી, દીવાસા, બાબા ઈંદ, કુંવારિયો કે ગામના સારાં માઠાં પ્રસંગોમાં વગાડવામાં આવે છે. જયારે લગ્ન જોડવાં જવાનું હોય ત્યારે એકલાં શરણાઈનાં ગીતોનું સંગીત વગાડે છે. શરણાઈવાળો વગાડતો-વગાડતો આગળ ચાલે અને તેની પાછળ બધાં લગ્ન જોડનારા ચાલે છે. એટલા માટે કે શરણાઈ વાગે છે. નવા વેવાઈઓ ગામમાં આવી પહોંચ્યાં, તેવી ગામમાં ખબર પડતી હતી. વિવાહ જોડનારનાં લગ્ન નક્કી કરીને પાછા આવતા રહ્યાં છે. તે પણ ખબર પડી જાય છે.

શરણાઈ સાથે ઢોલ, માંદલ, નગારી પ્રસંગોને અનુરૂપ વગાડે છે. હંમેશા શરણાઈ બે જોડિયામાં અલગ-અલગ ચાળા વગાડે છે. આ સમાજનાં લોકો જ શરણાઈ વગાડે છે. ગામમાં તથા બીજા અન્ય ગામોમાં વાંજિત્રો વગાડવાં જાય ત્યાં તેમને મહેનતાણું આપે છે.

**શરણાઈનો શણગારઃ**

આ વાદ્યને રેડિયમ પટ્ટી વડે શણગારે છે. ઉપરથી નીચેના છેડા સુધી એક દોરી કે સ્ટીલની નાની સાંકળ બાંધે છે. શરણાઈનું ફૂદું પણ તેની સાથે બાંધી રાખે છે. બીજા અન્ય વાદ્યની જેમ હોળી દીવાળી, લગ્ન પ્રસંગે તેમને તિલક કરી, નાડાછડી બાંધી વધામણું કરીને પૂજાવિધિ કરે છે.

**જાળવણી :**

શરણાઈની સાચવણી ઘરની અંદર કરવામાં આવે છે. શરણાઈ વગાડવાનું કામ પુરૂં થાય એટલે તરત જ ફૂદડી કાઢીને શરણાઈનાં નીચેના પહોળા ભાગમાં મૂકી દે છે. શરણાઈનાં માપની કપડાંની થેલી સિવડાવી મૂકે છે. ઘરની અંદર દીવાલ ઉપર ખીંટી લગાવી હોય ત્યાં લટકાવી દે છે.

(૨) **ચર્મવાદ્ય**

**મોટો ઢોલ :**

આદિવાસી સમાજનું સૌથી જૂનામાં જૂનું વાદ્ય છે. ચર્મવાદ્યોમાં મોટામાં-મોટું અને ખૂબ મહત્વનું છે. તેને 'ટૂને' તરીકે ઓળખે છે. ચર્મવાદ્યોમાં મોટોઢોલના નાના-નાના સ્વરૂપો પણ છે. તેને અલગ-અલગ નામોથી ઓળખે છે. જેવા કે નાનો ઢોલ, માંદળ, ઢોલક, ઢોલકી, ઢાંક વગેરે.

મોટોઢોલ બનાવવા કરીને આંબો, લીમડો, બાવળ, સિસમ કે બિયાંના થડનાં લાકડાંમાંથી સવા ત્રણ ફુટનો ટૂકડો કાપે છે. આ ટૂકડાને ઢોલ બનાવવા માટે સુથાર અંદરના ભાગે કોતરી પોલાણવાળુ ભુંગળ કરે છે. તેની લંબાઈ ત્રણ-સવા ત્રણ ફુટ અને ગોળાઈ બે સવા બે ફૂટ જેવી રાખે છે. પરંતુ તેની સાઈઝ જુદી-જુદી હોય છે. નળાકારનો ડાબો-જમણો છેડો મોટાભાગે સમાન વ્યાસનો રાખે છે. આ પોલાણવાળા લાકડાંને બન્ને બાજુ બકરાંની હોજરીનું ચામડું ચઢાવે છે. સમાજમાં વાર-તહેવારોમાં બકરાંની બલી આપે

છે. ત્યારે ચામડું ઉતારી લે છે. તેને સૂકવીને ઘરની અંદર મેડા ઉપર લટકાવી દે છે. જ્યારે જરૂર પડે ત્યારે તેનો ઉપયોગ ઢોલ ચઢાવવામાં કરે છે. ચામડું ચઢાવવાનું કામ ડબગર કરે છે. ઢોલ ચઢાવવાનું થાય ત્યારે ચામડાને પાણીમાં પલાળી રાખે છે. પતરી વડે બકરાંના વાળને સાફ કરી નાખે છે. ઢોલના માપ પ્રમાણે ચામડું ગોળઆકારે કાપે છે. વાંસની પાતળી પટ્ટીમાંથી ઢોલના માપ પ્રમાણે રીંગ બનાવી ચામડું રીંગ પર ફીટ કરે છે. આ રીંગને ઢોલના ગોળાકાર લાકડાંમાં બંન્ને બાજુ બેસાડી દે છે. રીંગ પર દોરડું અંદર રહે તેવા કાણાં બન્ને બાજુ પાડે છે. બન્ને બાજુથી બન્ને રીંગો ને પકડી રાખે તે પ્રકારે દોરડું બાંધે છે અને તે દોરી ચામડાંના નાનાં-નાનાં ટૂકડાં દોરડાને ખેંચવા માટે બાંધે છે એટલે ઢોલને તાલ ચઢાવતાં કે તાલ ઉતારવાં માટે આ દોરી રાખે છે. ઢોલની જમણી બાજુ ચામડાંના અંદરના ભાગમાં ગાડાનું ઉજણ કે રૂસણી લગાડે છે. જેથી ઢોલનો અવાજ બદલાય છે.

જયારે કોઈ પ્રસંગમાં ઢોલ વગાડવાનો હોય અથવા નવો ઢોલ હોય તેને સારી રીતે અવાજ મેળવવા જૂના ઢોલનું ચામડું જયાં વગાડે તેની બાજુમાં પકડે છે. તેમાં ખાસ જૂનો ઢોલ ખૂબ સારો વાગે અને તેના જેવો જ આ ઢોલનો તાલ લાવવા માટે જૂનાં ચામડાનો ઢોલનો અવાજ અથડાય ત્યારે નવા ઢોલમાં તેના પડઘા પાછા આવે છે. આ પડઘાથી પેલો નવો ઢોલ તેનો જ અવાજ પકડી લે છે. આ રીતે પણ ઢોલનો અવાજ પકડે છે.

ઢોલનો અવાજ લાવવા માટે એક-બે મિનિટ જમણી બાજુ થાપ મારવી પડે છે. ત્યારે તેનો તાલ મળે છે. તેમાં થાળી તાલ પૂરી આપે છે.

મેળાની શરૂઆત પહેલાં એટલે કે હોળી પહેલાં એકાદ મહિના પહેલાં ઢોલ બનાવવાનું કામ શરૂ કરે છે. જયારે નવો ઢોલ તૈયાર કરે ત્યારે તેનો અવાજ કેટલો દૂર સુધી જાય તેના માટે ડુંગરો પર લઈને ચઢે છે. ડુંગરે ચઢી ઢોલ વગાડે છે. બે અઢી કિલોમીટર દૂર રહીને એક-બે માણસ સાંભળે છે ત્યારે તે અવાજ ત્યાં સંભળાય તે સમયે નક્કી કરે છે કે તેની ચકાસણી કરી હવે આ ઢોલ બરોબર વાગે તેવું નક્કી કરે છે.

ઢોલને દોરડાં વડે બાંધી ગળામાં લટકાવીને હાથ વડે, દાંડિયાથી વગાડે છે. દાંડિયા આંબલીનાં વૃક્ષના મૂળિયામાંથી બનાવે છે. આ વાદ્ય સાથે પિત્તળની થાળી, પેહા, વાંસળી, કરતાલ, માંદળ વગેરે તાલ આપે છે. જયારે મેળા હોય ત્યારે અન્ય ગામોમાંથી પણ ઢોલ લઈ આવે છે. હજારોની સંખ્યામાં લોકો જુદી-જુદી ટોળકીઓ પોતાના વાદ્યો લઈને આવે અને સાથે સ્ત્રીઓ પણ નૃત્ય કરે છે.

મોટો ઢોલ ગામશાય, ઈંદ, કુંવારિયો, મેળા ચૂલ, દીવાળી, ઘૈરેયા નૃત્ય વગેરે પ્રસંગોમાં વગાડે છે. આ તહેવારોમાં તેની પૂજા વિધિ કરે છે. ઢોલ સારી રીતે મોટા અવાજે ઢીચુમ ઢીચુમ ચોમ-ચોમ આવા અવાજે વાગે છે. આ ઢોલ ૧૫ થી ૨૦ કિલો વજનના હોય છે.

**નાનો ઢોલ :**

આદિવાસી સમાજમાં દરેક પ્રસંગે નાનો ઢોલ વગાડે છે. આ સમાજમાં 'ઢોલ્યે' તરીકે ઓળખે છે. નાનો ઢોલ આંબો, સાગ, બાવળ કે લીમડાંના વૃક્ષનાં લાકડાંમાંથી બનાવે છે. આ લાકડાંમાંથી સુથાર તૈયાર કરે છે. નાનો ઢોલ દોઢ-બે ફૂટનો ટૂકડો લઈ પોલાંવાળુ ભૂંગળુ બનાવે છે. બન્ને બાજુ વાંસની ગોળ માપની

રીંગ બનાવી સાથે ઢોરનું ચામડું ચઢાવે છે. બંન્ને બાજુ ગોળ ટૂકડા ઉપર ચડાવી, રીંગમાં દોરી અંદર જાય તે રીતે કાણાં પાડી દોરી બાંધે છે. આ દોરી વડે ઢોલનાં તાલ મેળવવાં માટે દોરીનાં ટૂકડાં બાંધે છે. ગળામાં લટકાવી લાંબી દોરી બાંધી દાંડિયાથી વગાડે છે. દોરી ખેંચીને ઢોલનો અવાજ મેળવી શકાય છે. આમ નાનો ઢોલ બનાવે છે.

મધ્યમ કદનો નાનો ઢોલ રાખે છે. તે સમાજમાં પ્રચલિત છે. તેને ડુંગરાભીલો વગાડે છે. આ ઢોલ ધાર્મિક પ્રસંગોમાં, મરણ પ્રસંગે, લગ્નપ્રસંગે શરણાઈ-નગારી સાથે વગાડે છે. બે શરણાઈ બે ઢોલ ભેગાં અને નગારી વગાડે છે. આ સમાજમાં લગ્નપ્રસંગે ગણેશસ્થાપના વિધિ કરે ત્યારે આ વાદ્યોને વર કે કન્યા તથા તેના માતા-પિતા થાળીમાં દીવો સળગાવીને કંકુ-ચોખાનાં પાંચ-પાંચ ચાંદલા કરીને, નાડાછડી બાંધી તેને પાંચ વાર વધામણું ફેરવીને પૂજાવિધિ કરી પછી જ વાંજિત્રો વગાડે છે. લગ્ન જેવા પ્રસંગોમાં જુદાં-જુદાં ચાળા નાના ઢોલના તાલે વગાડે છે. તેમાં ચાલુ નૃત્યો, દોડી-દોડીને રમવું, પગવાળીને રમવું, જોડી કરીને રમવું અને ટીમલી નાચવું વગેરે નૃત્ય કરે છે.

**શણગાર :**

ખાટલો ભરવા માટેની પાટીનો ટૂકડો લઈને ગળામાં લટકાવા માટે બાંધે છે. તેના ઉપર અલગ-અલગ કલરના ફૂમતા, ઘુઘરી બનાવી શણગાર કરે છે.

**જાળવણીઃ**

કોઈપણ પ્રસંગોમાં ઢોલ વગાડવાનું પૂરૂં થાય એટલે તરત જ તેને ઉતારી (દોરી ઢીલી કરીને) ઘરની દીવાલે, લાકડાંની ખીંટી હોય ત્યાં લટકાવે છે.

સમાજમાં આ વાદ્ય લોકો પોતે બનાવે અને જાતે જ વગાડે છે. બીજા અન્ય ગામોમાં લગ્નપ્રસંગે, મરણ પ્રસંગે વગાડે ત્યાં તેમને ગામમાં અને બીજા ગામમાં પણ નક્કી કરેલ મહેતાણું આપે છે.

**(૨) માંદળ :**

માંદળ એક એવું વાદ્ય છે કે જે નૃત્ય કરનાર વ્યકિતઓને વધુ આવેશમાં લાવવાનું કાર્ય કરે છે. જેને પિત્તળની થાળી, નાનો ઢોલ, શરણાઈ તથા નગારી સાથે વગાડે છે. આ વાદ્ય મોટા ઢોલ જેવું જ પરંતુ અડધા ભાગનું હોય છે. તેને આ સમાજ 'માંદલો' તરીકે ઓળખે છે. માંદળને બહારના ભાગે અડદનો લોટ ગોળ લખોડા જેવો બનાવી ચામડાંની વચ્ચે લગાવે અને ડાબી બાજુ તાલ આપવાના ભાગે આખા ચામડાં ઉપર પાતળો લોટ લગાવે છે. આ વાદ્યને હાથ વડે વગાડે છે. દાંડિયાનો ઉપયોગ થતો નથી. આ માંદળ સ્થાનિક કલાકારો બનાવી વગાડે છે.

માંદળ બનાવવા માટે આંબો, સાગ, લીમડો, વગેરે વૃક્ષના થડના લાકડાંનો ઉપયોગ કરે છે. ૩ ફુટનો ટુકડો તેને વચ્ચેથી કોતરી કાઢે છે. ગોળાકારે વ્યાસ ૧ ફુટ જેટલો રાખે છે. વચ્ચે કોતરીને બન્ને સાઈડનાં પોલાણવાળાં ભાગે બકરાંનું ચામડું મઢી દે છે. જે બન્ને બાજુથી ચામડાંને દોરી દ્વારા વીંટી દે છે. ચામડાં

ઉપર ઉજલો રૂસણી લગાડે છે. આ ચામડાં ઉપર અડદનો લોટ લગાડે છે અને દોરી દ્વારા ખેંચવાથી અવાજ જાડો /પાતળો બદલાય છે. જુદાં જુદાં અવાજે વગાડે છે. માંદળ લગ્ન, મરણ પ્રસંગે બારમાંનાં દિવસે, હોળી, દીવાળી, મેળાઓ, ઉત્સવોમાં ઢોલ સાથે વગાડે છે. માંદળ સાથે પિતળની થાળી વગાડે છે. માંદળ બે જોડી વગાડે છે. માંદળ કંઈક જુદો જ અવાજ આપે છે. આ માંદળ નૃત્ય કરાવવામાં ખૂબ મહત્વનો ભાગ ભજવે છે. માંદળ હોય ત્યાં નાચનારાઓ પણ થાકતાં નથી. વગાડવાનું પૂરું થયા પછી લોટની રૂસણી સાફ કરીને મેડા ઉપર તેની જાળવણી કરવા મૂકી રાખે છે. તેને વગાડવાનો સમયે આવે ત્યારે જ ઉતારીને વગાડે છે.

**(૩) ઢાંક :**

ઢાંક્નો ધાર્મિક પ્રસંગોમાં ઉપયોગ કરે છે. તેને બનાવવા માટે સુથાર સિવણ, સાગનાં લાકડાંના ટૂકડાનો ઉપયોગ કરે છે. તેની લંબાઈ પોણા એક ફૂટ, ગોળાઈ અડધો ફૂટ અને બન્ને બાજુના ગોળ ભાગો ઉપર બકરાંનું ચામડું ચઢાવે છે. દોરી બંને બાજુ ગૂંથેલી ખેંચીને બાંધી દે છે. તેની વચ્ચે ઘુઘરાં બાંધે છે. તેને વગાડતી વખતે પગ હલાવે એટલે ઘુઘરાનો અવાજ થાય છે. ઢાંક વગાડનાર બડવો જમણા હાથે ડાંડિયો પકડીને વગાડે અને ડાબી બાજુ હાથનો થાપ આપે છે. ડાંડિયાની ઉપર નાડાછડી બાંધે છે. તેનો ઉપયોગ દેવ-દેવી તથા કુંવારિયો, ઈંદ જેવા ધાર્મિક પ્રસંગોમાં કરે છે. દીવાસાના દિવસે બડવો ગાયણાં ગાવે અને ઢાંક વગાડે છે. તેનો અવાજ ડંકુળ-ડંકુળ એવો આવે છે. અવાજ એવો વિશિષ્ટ છે કે, આંદોલિત સ્વરે દેવ-

દેવીઓનું ગાયણું ગવાઈ અને ઢાંક વાગે તેનો અવાજ જ મનહૃદયને વિશિષ્ટ એવી અનુભૂતિ કરાવે અને બડવાનાં શરીરમાં ધ્રુજારી પેદા કરે છે. આમ ઢાંક વાગતાં બડવો ધુણે છે. જે આજે પણ જોવા મળે છે. બડવો તેની જાળવણી પોતાનાં ઘરે જ્યાં દેવનું સ્થળ હોય ત્યાં દીવાલ ઉપર ખૂંટા પર લટકાવી દે છે.

**(૪) નગારી**

નગારી એ એક વિશિષ્ટ નૃત્યમાં તાલ આપવાનું કાર્ય કરે છે. સમાજ તેને 'ખાટા' તરીકે ઓળખે છે. પહેલાંનાં સમયમાં પૂર્વજો લાકડાંમાંથી નગારી બનાવતાં હતાં. પરંતુ હાલનાં સમયમાં માટી કે પતરાની નગારી બનાવે છે. આ સમાજમાં એવી માન્યતા છે કે આ નગારી હંમેશા નીચી જાતિનો વ્યકિત બનાવે છે. તેમાં ખાસ કરીને પશુનું ચામડું (ગાય, ભેંસ) નું ચઢાવે છે. નગારીએ અદ્ય ગોળાકાર માટીમાંથી કુંડી બનાવે છે. જેમાં વાંસ કે લોખંડની સળિયાની રીંગ બનાવે છે. તેનાં માપનું ચામડું કાપી, રીંગ પર ચોંટાડી અર્ધગોળાકાર માટીની કુંડી બનાવી તેની ઉપર રીંગને કાણાં પાડે ને ખેંચીને બાંધે છે. નીચેના ભાગે એક નાની ગોળઆકારે કુંડી બનાવે તે બેઠક કહે છે. ખાસ કરીને દોરીને બદલે ચામડાંની જ દોરી બનાવી ચઢાવે છે. તે કાયમ માટે ચઢાવેલું રહે છે. કારણ કે તેને અન્ય વાદ્યોની જેમ ચઢાવવાનું કે ઉતારવાનું આવતું નથી. પરંતુ તેનો અવાજ સારો કરવા માટે તડકામાં કે કોલસાની બાજુમાં રાખીને ગરમ કરે છે. આમ કરવાથી તે ખૂબ સરસ રણકાર આપે છે.

નગારીને દોરી વડે બાંધી ગળામાં લટકાવી હાથ વડે બે નાના દાંડિયા દ્વારા વગાડે છે. ખાસ કરીને

આ વાદ્યને ઢોલ, માંદળ, શરણાઈ સાથે વગાડે છે. આ સમાજનાં લોકો પોતે વાદ્ય વગાડે છે. ઉપર બતાવ્યા મુજબ આ વાદ્યની પણ પૂજા કરે છે. લગ્નપ્રસંગે, મૃત્યુ પ્રસંગે, કુંવારિયો, ઈંદ, ગામશાય, હોળી જેવાં તહેવારોમાં નૃત્ય સમયે તાલ આપે છે.

પહેલાંના સમયે એટલે કે રાજા-રજવાડાંનાં સમયે પટેલનાં ઘરે મધ્યમ નગારું વગાડવામાં આવતું હતું. કારણ કે સંકટ સમયે લોકોને ભેગાં થવાનો સંકેત આપતું હતું. ગઢબોરીયાદથી રાજા કે તેના પ્રધાનો વેરો લેવા કે કર ઉઘરાવવા, વેઠ કરવા જવા માટે સંદેશો આપતું હતું.

**(૪) તાલ વાદ્યો**

**(૧) કરતાલ**

નૃત્ય સમયે તાલ આપતું વાદ્ય છે. તેને 'ખોલખોશ્યો'નાં નામે ઓળખે છે. તે છમ છમ એવો અવાજ આપે છે. તે સાગ કે આંબાના વૃક્ષનાં લાકડાંમાંથી બનાવે છે. તેની લંબાઈ એક ફૂટ અને જાડાઈ ત્રણ ઈંચ હોય છે. તે લાકડાંની સપાટ પટ્ટી બનાવી બન્ને છેડા પર વચ્ચેના ભાગે ખાંચો કરી, પતરાની ગોળઆકારે કાપી, આડી ખીલી નાંખીને પતરાના ચિપલા લગાવે છે. કરતાલને વચ્ચેના ભાગે પકડવાનું હોવાથી આ ભાગને પાતળો રાખે છે. વાદ્યને હાથમાં પકડીને વગાડે છે. વર્તમાન સમયમાં બજારમાંથી બનાવેલ તૈયાર કરતાલ ખરીદે છે.

દીવાળી, દીવાસા, હોળી, ઈંદ, લગ્ન પ્રસંગે, મેળાઓમાં કરતાલ વગાડે છે. મેળાઓમાં પુરૂષો પેહા,

વાંસળી વગાડે અને સ્ત્રીઓ કરતાલ વગાડી ગીતો-ગરબા ગાય અને સાથે નૃત્ય કરે છે. એક હાથે બે કરતાલ ભેગી કરીને વગાડે છે. નૃત્ય સમયે તાલ આપવાનું કાર્ય કરે સાથે નૃત્યમાં આવેશ લાવવાનું કામ કરે છે. દીવાસાના તહેવારમાં સ્ત્રીઓ હારબંધ કરતાલ વગાડી નૃત્ય કરે  અને એક બાજુ પુરૂષો પેહા, વાંસળી વગાડીને ગીત ગાય છે.

**(૨) ઘૂઘરા**

લોકસંગીતમાં તાલ માટે જેનો પરંપરાગત રીતે ઉપયોગ થતો આવ્યો છે તે ઘૂઘરાંને 'કુંગરા' તરીકે ઓળખે છે. આ વાદ્ય એક હાથે પકડી બીજા હાથે ખેંચીને વગાડે અથવા કમરે, પગે બાંધીને વગાડે છે. પિત્તળ, લોખંડમાંથી ઘૂઘરાં બનાવે છે. ચામડાના પટ્ટામાં ઘૂઘરાં બાંધે છે. અથવા બજારમાંથી રંગ-બેરંગી દોરીઓ લાવીને ઘરે જાતે તૈયાર કરે છે. દોરીઓ ગૂંથીને એક પટ્ટો બનાવે, તેમાં જુદાં-જુદાં કલરના ફૂમતાં સાથે ઘૂઘરાં પણ લટકાવે છે.

નૃત્ય સમયે પુરૂષો કમરે, હાથે, પગે ઘૂઘરાં બાંધી નાચે છે. હોળીના તહેવારમાં ઘૈરેયો બને છે. તે પાંચ દિવસ સુધી ઘૂઘરાં બાંધીને ફરે છે. તુંમડી, દૂધીનાં પણ ઘૂઘરાં બનાવીને બાંધે છે. મેળાઓમાં સ્ત્રી, પુરૂષો સામુહિક નૃત્ય કરે ત્યારે પુરૂષો હાથમાં ઘૂઘરાં પકડીને પણ વગાડે છે.

દીવાસાનાં તહેવારમાં સ્ત્રીઓ હાથમાં નાની-નાની ઘૂઘરીઓ હાથે બાંધી કે હાથમાં લઈને વગાડે છે. સ્ત્રીઓ ઓઢણીના બન્ને છેડે નાની ઘૂઘરીઓ ગૂંથે છે. બળદોને ઘૂઘરાં બાંધે છે. લગ્ન સમયે ઘોડાને પગે ઘૂઘરાં

બાંધી વરને નચાવે છે. આ ઉપરાંત, બાકીના સમયે ઘૂઘરાં વગાડતાં નથી. આ સમાજમાં ઘૂઘરાંને વ્યવસ્થિત રીતે ઘરમાં મેડા પર, દીવાલે, કપડાં મૂકવા માટે 'વરગણી' કરી હોય ત્યાં લટકાવે છે. આમ, સમાજમાં ઘૂઘરાંનું મહત્વ જોવા મળે છે.

(૩) **થાળી**

થાળી તાલ વાદ્ય છે. પિત્તળની થાળી દાંડિયા વડે વગાડે છે. મોટોઢોલ, માંદળ સાથે નૃત્ય સમયે વગાડે છે. લગ્નપ્રસંગે, મૃત્યપ્રસંગે થાળી વગાડે છે. થાળી કંસારાની દુકાનેથી વેચાતી લે છે.

**નૃત્યો :**

આદિવાસી નૃત્યો આદિમજૂથની ઓળખ છે. તેને સમાજમાં 'નાચૂનો' તરીકે ઓળખે છે. તેને જીવનમાં કામ અને ભોજનનાં જેટલું જ મહત્વ આપે છે, તેટલું જ મહત્વ નૃત્ય-નાટકને પણ આપે છે. કેવળ મનોરંજન માટે જ નૃત્યો કરતાં નથી. તેમાં યુવાન-યુવતીઓ, મોટી ઉંમરના સ્ત્રી-પુરૂષો તથા બાળકો પણ ભાગ લે છે. કોઈ પ્રસંગમાં ઢોલને દાંડી પડતાં નૃત્ય કરનારા દોડી જાય છે. ઢોલનાં તાલ-નાદ ચોક્કસ પ્રકારનાં હોય છે. તેમનાં નૃત્યમાં ઝડપ, પગનાં પદ્ધતિસરનાં તાલ, શરીરનું હલન-ચલન, અનોખું છે. તેમાં અલગ પ્રકારની ખાસિયત પણ જોવાં મળે છે. કોઈપણ પેટા જાતિઓનાં નૃત્યો વિવિધતામાં એકતાનાં દર્શન કરાવે છે. એકમેકના હાથમાં હાથ મિલાવી નૃત્યો કરે છે, તેમાં પણ શકિત (સંગઠન)નાં દર્શન થાય છે. તે સમાનતા અને પ્રકૃતિનું સમાજમાં એક નમૂનો બને છે. ગીત, સંગીત કે નૃત્યને તેઓ એક જીવન

વ્યવહાર તરીકે મૂલવે છે. આમ, નૃત્ય એ આદિવાસી જીવન પ્રણાલિ છે.

ડુંગરાભીલ સમાજમાં લગ્ન પ્રસંગે, હોળી, મેળા, દીવાસાના ગરબા, ઘાંઘળી, દીવાળી, ઈંદના નૃત્યો વગેરેનો સમાવેશ થાય છે. તેમાં અલગ અલગ ગાવું -વગાડવું વગેરે નાચણાં છે. તેને ‘ચાળા’ પણ કહે છે. ડુંગરાભીલ સમાજમાં થતાં નૃત્યો નીચે પ્રમાણે છે.

(૧) લગ્ન પ્રસંગના નૃત્યો
(૨) મૃત્યુ પ્રસંગે બંગાળી નૃત્ય
(૩) હોળી, મેળાનાં નૃત્યો
(૪) દીવાસા નૃત્યો
(૫) દીવાળી નૃત્ય
(૬) ઈંદના નૃત્ય
(૭) ઘાંઘળીના નૃત્ય

**(૧) લગ્ન પ્રસંગના વિવિધ નૃત્યોઃ (ચાળા)**

ડુંગરાભીલ સમાજના લગ્નપ્રસંગો દરમિયાન ઢોલ, માંદળ, થાળી, શરણાઈ, નગારીવાળાં ગૃપને બોલાવે છે. ઢોલી નૃત્યનાં જુદાં-જુદાં ચાળા, તથા શરણાઈમાં નૃત્ય પ્રમાણે અલગ-અલગ ગીત વગાડે છે. લગ્નપ્રસંગે થતાં નૃત્યમાં સ્ત્રી-પુરુષો લગ્નમાં શોભે તેવા કપડાં પહેરે છે. નૃત્ય માટે અલગ વિશિષ્ટ

પ્રકારનો પહેરવેશ આવતો નથી. જે પુરુષો ઉંમરવાળા છે. તે ધોતિયું તથા ખમીશ પહેરે છે. માથે સફેદ કે રંગીન ફેંટો બાંધે છે. જયારે આજના જમાનામાં યુવાનો પેન્ટ-શર્ટ પહેરે, સ્ત્રીઓ ચણિયો, કાપડું અથવા કબજો અને ઓઢણી 'લૂગડું' પહેરે છે.

ઢોલ સાથે રમતાં ચાળાની સંખ્યા અગિયાર છે. કેટલાંક ચાળા લુપ્ત થયાં છે. અહીં ૧૪ જેટલાં ચાળાનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે. તેમના નામ અને નાચણું અલગ હોય છે.

(૧) **ઝીંમટીનો ચાળો :**

આ ચાળાને પહેલો ચાળો પણ કહેવામાં આવે છે. લગ્નપ્રસંગે સગાં વહાલાં તથા ગામ ફળિયાના સ્ત્રી પુરૂષો ભેગાં મળી આ ચાળો રમે છે. આ ચાળો રમતી વખતે ત્રણ-ત્રણ ડગલાં ચાલીને ગોળ ફરી જઈ આગળ ચાલે છે. શરણાઈના ગીત પ્રમાણે કિકિયારી કરે છે. માટે જ આ ચાળાને 'તનતતિયો' ચાળો પણ કહે છે.

(૨) **ઉભલો ચાળો :**

ઢોલ વગાડનાર તાલ બદલે તે પ્રમાણે શરણાઈવાળો ગીત સાથે સૂર પૂરે છે. ઢોલીનાં ઢોલ વગાડવાનાં તાલ આપો-આપ ચાળો બદલાઈ જાય છે. ઉભલો ચાળો બે-બે ડગલાં આગળ ચાલી જમણાં પગે ઠેક મારી બહારની બાજુ ફરે છે. વળી પાછા બે પગલાં ભરી ડાબા પગે ઠેક મારી અંદરની બાજુ ગોળ ફરતાં જઈ રમે છે. આ ચારો વર કે કન્યાને નચાવતાં હોય ત્યારે રમે છે.

(૩) **વાકંડ વેલિયો :**

વાકડ વેલિયા ચાળાને 'ચાલુ ચાળો' અથવા 'સીધા રમવાનો ચાળો' પણ કહે છે. જેમાં સ્ત્રી-પુરૂષો બે-બે ડગલાં સીધા રહીને ચાલે છે. ત્યાર બાદ ડાબા પગે ઠેક લઈ ફરીથી સીધા ચાલી ને બે પગલાં આગળ જઈ જમણાં પગે ઠેક લઈને રમે છે. આ ચાળો ખાસ જાન જતી હોય ત્યારે રમે છે.

આ ચાળો બીજી રીતે પણ રમે છે. બે-બે પગલાં ચાલી એક પગે ઠેક મારી થોડાં-થોડાં ત્રાંસા ફરીને ઠેક લઈ આગળ ચાલે છે.

(૪) **જાન જવાનો ચાળો :**

આ ચાળો જાન જતી વખતે રમે છે. જેમાં સ્ત્રી-પુરૂષ તથા બાળકો અને ઉંમર લાયક વ્યકિતોઓ પણ નૃત્યમાં જોડાઈ જાય છે. ડુંગરાભીલ સમાજમાં  જાન જવાની હોય તો ચાલતાં જ જાન લઈને જાય છે. વરરાજા માટે ઘોડો લાવે છે અથવા કોઈ વ્યકિતનાં ખભા પર બેસાડીને રમાડતાં-રમાડતાં લઈ જાય છે.

ઢોલીનાં ઢોલ તથા શરણાઈ, થાળી, દંદુડીનાં સૂરમય સંગીતે આધેડ-વૃદ્ધ સૌના હૈયાનો થનગનાટ તેમને નાચવા ન પ્રેરે તો જ નવાઈ ! વળી એમાંય તાડી કે દારૂનો રંગ ચઢે એટલે તો પૂછવું જ શું ? ડુંગરાભીલોની જાન સવારે (દિવસે) જાય છે એટલે નાચવા-કૂદવાની મોકળાશ વધુ રહે છે. વેવાઈનાં માંડવે ભલે મોડું થાય પણ રમવામાં કસૂર ન છોડાય.

આ ચાળો રમતી વખતે શરણાઈ તથા ઢોલની રીધમ પ્રમાણે ધીરે ધીરે પગલાં ભરી ચાલતાં હોય

તે જ રીતે ચાલી ઠેક લઈ સહેજ ત્રાંસા ફરી-ફરીથી ઝડપથી બે પગલાં ભરી ઠેક લઈ ધીરે ધીરે બે પગલાં આગળ ભરતાં ચાલે છે.

છોકરીઓ સ્ત્રી-પુરૂષો એકબીજાનાં ખભે હાથ મૂકીને પણ આ ચાળો રમે છે. જાનમાં જતાં લગભગ બધા જ જાનૈયા આ નૃત્યમાં જોડાય છે. જાન ચાલતી જતી હોવાથી યુવાન-પુરૂષોનાં હાથમાં પાળિયા, ધારિયા, કડીવાળા કલા, લાકડીઓ, તીરકમાન, બંદૂક જેવા હથિયારો પણ હાથમાં રાખતાં અને હથિયારો લઈને નૃત્ય કરે છે. તે સમયે જોઈએ તો કયાંક યુદ્ધ કરવા જતાં હોય તેવો અનુભવ થાય છે.

**(૫) કળભૂંક ચાળો :**

આ ચાળામાં બે ડગલાં આગળ ચાલી જમણી બાજુ ફરે, બે પગલાં ગોળ ફરી, ફરીથી બે ડગલાં ચાલી ડાબી બાજુથી ગોળ ફરે છે, તે આગળ ચાલે છે. આ ચાળો બીજી રીતે પણ રમે છે. બે પગલાં સીધાં ચાલી અંદરની બાજુ બે પગે વારાફરતી ઠેક લઈ બહારની બાજુ ફરી, ફરીથી ઠેક લઈ આગળ ચાલે છે. આ ચાળો લગ્ન પ્રસંગે રમે છે.

કોઈપણ ચાળા રમતી વખતે વચ્ચે-વચ્ચે હાથ ઊંચા કરી કિકિયારી કરી રમે છે. હાથમાં રૂમાલ હોય તો ઉપર તરફ ફરકાવતાં રમે છે.

**(૬) ઘોડે રમવાનો ચાળો :**

આ ચાળો જયારે ટીમલી રમતાં હોય ત્યારે જાન જતી હોય ત્યારે અને વર-કન્યાનાં લગ્ન સમયે બન્ને

સામ-સામે અનાજ આપીને પુરૂષ પોતાના ખભાં ઉપર બેસાડી નૃત્ય કરે છે. તેને ઘોડે રમાડવાનો ચાળો કહે છે. આ ચાળો ખૂબ જ ઝડપથી રમાઈ છે. બે ડગલાં આગળ ચાલી ડાબા-જમણા લંગડી લઈ ગોળ ફરીને ડાબેથી જમણે, જમણે થી ડાબે ફેરવે છે.

આ ચાળો બીજી રીતે પણ રમે. જેમાં બે-બે ડગલાં લંગડી લેતાં, ઠેક લઈ અંદરની બાજુ વળી, એક ઠેક લઈ વળી એક ઠેક લઈ ફરીથી બે ડગલાં લઈ રમે છે.

(૭) **તોઘી દોઈ ચાળો :**

આ ચાળો ઢોલ શરણાઈના તાલે અને સૂરે રમે છે. જેમ-જેમ ચાળા રમાતાં જાય તેમ-તેમ નાચનારાંની ઝડપ પણ વધતી જાય છે. દરેક ચાળા ક્રમશ પ્રમાણે વગાડતાં હોવાથી નૃત્ય કરતાં ઝડપ વધે છે. આ ચાળામાં બંગડી લઈ બે ડગલાં દોડી ચાર પગલાં આગળ ચાલી જમણી બાજુ ઠેક મારી ફરીથી ચાર પગલાં આગળ ચાલી-ડાબી બાજુ ફરી ત્રણ પગલાં પાછળ લઈ ફરીથી આગળ ચાલે છે.

ચાળા રમતી વખતે એમનાં હાથનું હલન-ચલન ઓછું થાય છે. સ્ત્રી-પુરૂષો હાથમાં કરતાલ/ઘૂઘરી લઈ તાલ મેળવે છે.

(૮) **ઘમલી-ગપલી ચાળો :**

આ ચાળામાં બે પગલાં ઠેક મારી આગળ ચાલી ડાબી અને જમણી બાજુ ગોળ ફરતાં જાય છે. ગોળ

ફરતી વખતે બન્ને પગે વારાફરતી લંગડી લઈ નૃત્ય કરે છે. આ ચાળો બીજી રીતે પણ રમાય છે. ઘમલી-ગપલી ચાળો છેલ્લે હોવાથી રમનાર પૂરેપૂરાં જોશમાં રમે છે એટલે આ ચાળાને 'ઝડપી ચાળો' કહે છે. જેમાં ત્રણ ડગલાં દોડી, ચોથા ડગલે ઠેક લઈને ફરીથી ડાબા પગે ત્રાંસા રહી લંગડી લઈ અંદરની તરફ ફરી આગળ ચાલે છે.

**(૯) જોડાઈ રમવાનું :**

આ ચાળામાં કોઈપણ ચર્મ વાદ્ય વગાડવામાં આવતું નથી. પણ એમાં કરતાલ કે ઘૂઘરી, વોહરી, પેહો જેવાં વાંજિત્રો વગાડે છે. સ્ત્રીઓ અને પુરૂષોની અલગ-અલગ હરોળ બનાવી, એક-બીજાનાં ખભે હાથ મૂકી, કયારેક બીજો હાથ એકબીજાની કમરે વીંટાળી આ નૃત્ય કરે છે. સાથે-સાથે ગીત પણ ગાય છે. પુરૂષો ગાય અને સ્ત્રીઓ ગીતને ઝીલવી કિકિયારી કરી નૃત્ય કરે છે.

આ નૃત્યમાં ત્રણ ડગલાં આગળ ચાલી જમણા પગેથી ઠેક લઈ ડાબા પગે ત્રાંસાં એક ડગલું ચાલી ફરીથી આગળ ચાલે છે. તે જ રીતે ત્રણ ડગલાં પાછળ આવે છે. બે હરોળ સામ-સામેથી વચ્ચે ભેગાં થઈ ફરીથી છૂટી પડે છે. બન્ને પગે ખૂબ જ મસ્તીથી તથા હરખાઈને ગીતો ગાઈ નૃત્ય કરે છે. આ ચાળો હોળી, દીવાસામાં ખાસ જોવા મળે છે.

**(૧૦) કુંદણિયું :**

કુંદણિયુ નૃત્ય લગ્નપ્રસંગે અને દીવાસાના તહેવારોમાં રમે છે. આ નૃત્યમાં ફકત સ્ત્રીઓ જ રમે છે.

કુંદણિયું રમતાં ગીતો ગાઈ સ્ત્રીઓ એકબીજાના ખભા પર હાથ રાખીને જોડીમાં રમે છે. એક હાથ ખભાં પર અને બીજો હાથ છૂટો એમ બે કે ત્રણ-ચારની જોડીમાં કુંદણિયું રમે છે. આ નૃત્યમાં સંગીતના સાધનોની જરૂર પડતી નથી. ગોળાકારે રમાતાં આ નૃત્યમાં બે ડગલાં પાછળ ચાલે, વળી પાછાં બે ડગલાં ભરી કૂદે. ગીત પુરૂં થવા આવે એટલે ઝડપથી ગોળાકારે ફરતાં ડગલાં ભરે છે. આ કુંદણિયું નૃત્યમાં સ્ત્રીઓનો આનંદ-ઉલ્લાસ વિશેષ જોવા મળે છે.

કુંદણિયા નૃત્યમાં ખાસ કરીને વેવાઈ-વેવાણને સંબોધીને તથા સમાજજીવનની ઘટનાઓ પર, દીવાસામાં દેવ-દેવીઓને અને પ્રકૃતિને સંબોધીને કિકિયારી કરીને નૃત્ય કરે છે.

**(૧૧) ટીમલી નૃત્ય :**

ટીમલી નૃત્ય ખાસ કરીને લગ્નપ્રસંગે રમે છે. ડુંગરાભીલોમાં તેને 'ઢોલૈયા' તરીકે ઓળખે છે. આ નૃત્યમાં સ્ત્રી-પુરૂષો બન્ને નૃત્ય કરે છે. ઢોલકીમાં ઢોલનાં જુદાં-જુદાં ચાળા રમે છે. સ્ત્રી-પુરૂષોની અલગ હાર રહે છે. તેમની સાથે નાના બાળકો પાછળ રમે છે. સ્ત્રીઓ બે ડગલાં આગળ ચાલી જમણાં પગે ઠેક લઈ ફરીથી બે ડગલાં પાછળ આવી ડાબા પગે ઠેક લઈ પાછા આગળ ચાલે છે. આમ, ભાઈઓ પણ રમે છે. પરંતુ, ભાઈઓ વચ્ચે-વચ્ચે ઘુમરો મારીને બેસી-ઊઠી નાચે છે. હાથમાં રૂમાલ રાખી ફેરવતાં જાય કિકિયારીઓ કરે છે. આ નૃત્ય ખૂબ ઝડપથી રમે છે.

**હોળી-મેળાનાં નૃત્યો :**

હોળી આદિવાસી સમાજનો સૌથી મોટો તહેવાર છે. આ તહેવારની ઉજવણી કરવા માટે બહાર ગામ મજૂરી અર્થે ગયેલા લોકો પોતાનાં વતનમાં પાછાં ફરે છે. હોળીનાં તહેવારમાં અલગ-અલગ ફળિયામાંથી આવતાં લોકો મોટો ઢોલ નાનો ઢોલ, થાળી, પેહો જેવા વાદ્યો વગાડતાં હોળીનાં સ્થળે ભેગાં થાય અને હોળીની ચારે બાજુ આડા-અવળા સાત ફેરા નૃત્ય કરતા જઈને ફરે છે. ત્યારબાદ હોળી સળગાવવામાં આવે, બધા છુટા પડી ઘરે જાય છે. ઉપવાસ રાખેલાં ઘરે જમીને બધા પાછાં ફળિયામાં એક સ્થળે હોળી નૃત્ય રમે છે.

હોળીની અગ્નિ સાચવવા માટે ગામ લોકો આખી રાત નાચે છે. ઢોલ, થાળી અને વાંસળી સાથે હોળીની ચોફેર ધીરે-ધીરે નાચે છે. જેમાં બે-બે ડગલાં-આગળ ચાલી ઠેક લઈ પાછાં ત્રાંસા બે ડગલાં લઈ ઠેક લે છે. હાથ ઊંચા કરતાં જઈ કિકિયારીઓ કરતાં મસ્તીમાં નાચે છે. બહેનો એક બાજુ બેસીને હોળી ગીતો ગાય છે.

**દીવાસાનું નૃત્યઃ**

ડુંગરાભીલ સમાજમાં દીવાસાના તહેવારનું ખૂબ જ મહત્વ છે. દીવાસાના  ગરબા રમતી વખતે ઢોલ કે શરણાઈનો ઉપયોગ થતો નથી. જુવાનિયા મોટો પેહો, નાની પેહી વગાડે છે. બહેનો સાથે ભાઈઓ પણ ગરબા રમે છે.

આ નૃત્યમાં એક તાળીમાં ગોળાકારમાં બે ડગલાં ચાલી ત્રીજા ડગલે બે પગ ભેગાં રાખી ઊભા રહી તાળી પાડે છે. ફરીથી પાછા બે કદમ આગળ ચાલે છે. બે તાલીમાં બે ડગલાં ચાલ્યા પછી ઊભાં રહી તાળી પાડે, બે ડગલાં ચાલે છે. દીવાસાના ગરબા જુદાં જુદાં વિસ્તાર પ્રમાણે અલગ રીતથી રમે છે.

પગની ઠેક લેતાં નથી, પગનો પંજો જમીનને સ્પર્શેલો જ રહે તે રીતે ડગલાં ભરે છે. ગોળાકારે રમે તેમાં અરધા ભાગમાં ભાઈઓ અને અડધા ભાગમાં બહેનો હોય છે. આ નૃત્ય સાથે ગવાતાં ગીતને ગરબા કહે છે. એકલી બહેનો પણ ગરબા રમે છે. ભાઈઓ ગરબા ગાય બહેનો ઝીલે અથવા ભાઈઓ ઝીલે, આ સમયે તાલી ખૂબ જોરથી વગાડે તે સ્પષ્ટ રીતે સંભળાય છે. કેટલીક વાર મોટા પીહા કે નાની પેહીમાં ગીતો વગાડે ને બહેનો ગરબાને મધુર કંઠે ગાતી જાય છે.

**ઈંદ નૃત્ય :**

ઈંદની બાધા વખતે ઈંદની વિધિમાં કણબાની ડાળોનું સ્થાપન કરે છે. આ ડાળો લેવા ગામની સીમમાં જયાં કરમનાં વૃક્ષ હોય ત્યાં ડાળો કાપવા માટે ઝાડની પૂજા કરે છે. ત્યારબાદ ચોક્કસ દિવસે ડાળો લેવા જાય છે. તે વખતે બડવો, યુવાનો, યુવતીઓ તથા વડીલો છુટ્ટા નાચે છે. હાથમાં દીવો, વધામણું, તલવાર, ધારિયું, પાળિયું વગેરે રાખે છે.

પુરૂષો ડાબા-જમણાં બે-બે ડગલાં લઈ નાચે છે. પહેલાં જમણી બાજુ એક ડગલું ત્રાસું લઈ બીજા ડગલે ઢીંચણથી વળી નાચે છે. તેવી જ રીતે, ડાબી બાજુ એક ડગલું ચાલી બીજા ડગલે ઢીંચણથી વળી નાચે






છે. કયારેક વારાફરતી કૂદતાં-કૂદતાં નૃત્ય કરે છે, ઢોલ સાથે શરણાઈ, થાળી, માંદળ વગાડે છે. યુવાનો બળદનાં ઘૂઘરાં કમરે અથવા હાથમાં લઈને નાચે છે. થાળી ના વાગે તો નાચવાની મજા આવતી નથી. તેથી વાંજિત્રો સાથે થાળી વગાડે છે.

ડાળો લાવતી વખતે આ જ રીતે નાચતાં નાચતાં આવે છે. ડાળો હાથમાં રાખી નાચે છે. બહેનો જોડી બનાવી નૃત્ય કરે છે. પાંચ-છ ની હરોળમાં એક-બીજાનાં ખભે હાથ મૂકી નાચે છે. બે-બે ડગલાં, ડાબા-જમણાં ભાઈઓની જેમ જ નાચે છે. ખૂબ જ ઝડપથી રમતાં-રમતાં ચાલતાં નાચતાં જાય છે. ડાળો લાવ્યા પછી ડોળો વધાવે છે. ત્યારે પણ ગોળાકારે આ જ રીતે નાચવામાં આવે છે. ઈંદની પૂજા વિધિ વખતે યુવક-યુવતીઓ અતિ ઉત્સાહથી નાચે છે.






## સાહિત્ય

લોકસાહિત્ય એટલે કોઈપણ પ્રદેશ અને એની ભાષામાંથી કથાઓ અને ગીતો જેવી પરંપરાથી કહેવાતી-ગવાતી રચનાઓ જે લોકજીવનમાંથી ઉદ્ભવેલી, લોકસાહિત્યની રચનાઓ, લોકપરંપરામાં જ જન્મતી, વિકસતી અને ફરતી રહે છે.

લોક સાહિત્યમાં મોટા ભાગે લોકકથા અને લોકગીતો છે. જે કથા પરંપરાથી પ્રવાહમાં તરતી રહે અને તેનું કથાનક કોઈ એક નિશ્ચિત વ્યકિતની કલ્પનામાંથી ન જન્મયું હોય તેને લોકકથા કહે છે. લોકકથાને સર્જનાર-ઘડનાર, ચલાવનાર, પ્રસારનાર પરિબળમ લોકમાનસમાં લોકપરંપરા હોય છે.

ડુંગરાભીલ સમાજમાં પરંપરાગત સાહિત્ય ખૂબ મહત્વનું છે. પરંતુ, તેનાં યોગ્ય સ્વરૂપે સંશોધન કે પ્રકાશન થયેલ નથી. ખાસ કરીને કેટલીક શૈક્ષણિક સંસ્થાઓએ શિક્ષણના માધ્યમમાં ડુંગરાભીલ ભાષાનો પ્રયોગ શરૂ કરેલ છે. જેમાં બાળકોના ઉપયોગમાં લઈ શકાય તેવા ત્રણેક પુસ્તકોનું પ્રકાશન થયેલ છે. તેમાં શ્રમિક વિકાસ સંસ્થાન અંત્યોદય ભવન, રાવપુરા, વડોદરા દ્વારા 'ડુગે થી ડુંગર' (ડુંગરાભીલ ભાષા સંગ્રહ) મેં, ૨૦૦૬ માં પ્રકાશિત પુસ્તક  છે. બે પુસ્તકો મિશનરીઓ દ્વારા પ્રકાશિત પાઠયપુસ્તક સ્વરૂપની ચોપડીઓ મળે છે.

**મૌખિક સાહિત્ય :**

ડુંગરાભીલ સમાજમાં કુદરત સાથે હવામાં ગુંજતાં, ગવાતાં ખેતરે, ડુંગરે, નદી, વાર-તહેવારે આવાં પ્રસંગે સમુહ જીવન અને પ્રકૃતિમાં મૌખિક સાહિત્યની જાણકારી રહી છે. વધારે કહું તો, જીવનમૂલ્યો, આકાશ, પવન, પાણી, નદી, ધરતી, ડુંગર, જંગલ, અને જીવજગત અને અમારા સિવાયના અન્ય પશુ-પક્ષીઓ સાથેનો સંબંધ. પ્રાકૃતિક તત્વો સાથે અમારાં પૂર્વજો એ રચેલું જગત. જીવનવ્યવહાર આવડત, તત્વજ્ઞાન, દૃષ્ટિકોણ આ બધું સાહિત્યનાં સૌદર્યનું પ્રથમ પ્રેરણા સ્રોત છે. પ્રકૃતિ અને સમુહજીવનનો અનુભવ અમારાં મૌખિક સાહિત્યનો આધાર છે.

મૌખિક સાહિત્ય આપણાં સામાજિક જીવનને ધબકતું રાખે છે. લોકગીતો આપણા રોજિંદા જીવનનું ચૈતન્ય છે. જેમાં લોકગીતો ગાતાં-ગાતાં આપણી માતા, આપણી બહેન કે પત્ની આપણાં જીવનની શૈલીનું પ્રતિબિંબ પાડી નાની કડીમાં ઘણું બધું કહી  જાય છે.

મૃત્યુ જેવા પ્રસંગોમાં પણ નાચણાં-કુદણાં ગીત, કથા, નૃત્ય આવે. આનંદ શું ? અને દુઃખ શું ? અમારે મન બધું જ સરખું, કારણ પ્રકૃતિ અને અમારા જીવનમાં ઝાઝું અંતર રહેતું નહીં. જેમ પ્રકૃતિમાં લીલાશ તો અમારામાં લીલાશ, પાનખર તો અમારામાં પાનખર, વસંત તો અમારામાં વસંત, રાગદ્વેષ કશું નહીં, સ્વભાવગત આવતાં ફેરફારો જીવનનો અનુક્રમ. સમાજનાં આવાં વાતાવરણમાં દરેક માણસ દરેક ઉંમરે આનંદ માણી શકે. નાચી-કૂદી-ગાઈ શકે. આ બધું મૌખિક સાહિત્ય રચાતું તે કાળ અમારા આ સમુહો પાસે આપણાં આજનાં બનાવેલાં કહેવાતાં ઉચ્ચ જીવનનાં માપદંડો આ સુખ કહેવાય, આ દુઃખ

કહેવાય, આ સાચું, આ ખોટુ, આ ગરીબ, આ તવંગર, ઊંચ-નીચ સ્ત્રી-પુરૂષ, ધર્મ-અધર્મ, પાપ-પુણ્ય વગેરે જીવન વ્યવહારમાં આકાર પામ્યાં ન હતાં. જીવાતું મુકત સમૂહ જીવન અને પ્રકૃતિમાં રહેલી અમાપ મુકિત સ્વતંત્રતા મૌખિક સાહિત્ય પ્રેરણા રહી.

**લોકગીતો :**

લોક સાહિત્યમાં કથા-વાર્તાઓ 'ગીતો' જીવનનું હાર્દ છે. ઉમંગભેર કોઈપણ પ્રસંગે ગીતો ગાય છે. તેમાં સગાઈ, લગ્ન, દેવપૂજા, નૃત્યના ગીતો, તહેવારોમાં દીવાળી, હોળી, દીવાસા પ્રસંગોએ ગવાતાં ગીતો ટૂચકાઓ મુખ્ય છે. તેમાં હોળી પહેલા દરરોજ રાત્રે છોકરા-છોકરીઓ નૃત્ય કરતાં ગીત ગાય છે. તેમાં તરત જ ગીતો બનાવીને જુદાં-જુદાં પ્રસંગો કે વ્યકિતને વણીને રાગ મેળવીને ગાય છે. છોકરા-છોકરીઓ એકબીજા ગીતો બનાવીને પૂછે, તરત જ તેનો જવાબ ગીતમાં ગવાય છે.

ડુંગરાભીલોમાં જુદાં-જુદાં પ્રસંગોએ ગવાતા ગીતો, ઉખાણાં, કહેવતો આપવામાં આવ્યાં છે. તેમનાં ગીતોમાં પ્રકૃતિને લઈ મોટા ભાગનાં ગીતો છે. લગ્ન જેવા પ્રસંગોએ બહેનો એકલી ગીતો ગાય છે. 'દીવાસા' જેવા તહેવારોમાં સ્ત્રી-પુરૂષો સાથે ગાય શકે કે એકબીજાને ગીતમાં પ્રશ્નો પૂછી જવાબો મેળવી, સ્વંય ગીતો રચાતાં જોઈ શકાય છે. આ ગીતો પણ પરંપરાઓથી ચાલતાં આવતાં ગીતો છે. તેમની સ્મરણ શકિત દાદ માંગી લે તેવી છે. ઘણાં લાંબા અનેક ગીતો, લાંબી-લાંબી વાર્તાઓ, કથાઓ, મંત્ર વિધિઓ મૌખિક છે. તે વારસાગત મળતું રહે છે. અહીં જુદાં-જુદાં ગીતો પ્રસંગોપાત ગાવામાં આવે છે.

**લગ્ન ગીત :**

**વિવાહ જોડવાનું ગીત :**

નદી કીનારે બાયા લીલા લેર માંડવો
યહોવા દેવો બાયા કાદવોઅ માહુંઅ બોણાવયો
તીયા માંઅહોંહો બાયા આદોમ નામ પાળીનો
લીલા લેર માંડવા મેં આદોમોહો મેકીનું
આદોમેં એખનું બાયા હોબા નાંય દેખાયે
લીલા લેર વાળયો મેં આદોમોઅ નીદ માંઈની
આદોમોંઅ ડીનોઅ બાયા એક પાહલી કાડીની
તીયો પાહલ્યોઅ બાયા એક બુયેંઅ બોણાવી
યહોવા દેવો બાયા આખાઅ વેહવાલ કોઈનો
ઈયા માગો બાયા આખાઅ વેહવાલ ઉવતેહે
યહોવા દેવો બાયા તીયાહાં વોસોન આપીનો
બુયેંઅ માટી બેનું આરી મીલીત રોજા રો
બુયેંઅ પુતાઆ બાયા માટયોઓ માનીત રોજાવો

માટી પુતાઆ બાયા બુઈહી મેર કોઅનારુ
તુમી આરી મીલીત મેર કોઈત રોજા રો
માટી બૂંઈહી બાયા સુળીત નાંય મેંકે રો
બૂંયેઅ માટયોહો બાયા સુળીત નાંય મેંકે રો
દેવે તુંમાહાં બાયા આસીરવાદ આપે રો
તુમાંઅ જીવણો બાયા સુખી જીવોન કોએ રો
તુમાંઅ જીવોનો મેં પુયરે દેવે આપે રો
તુમી બાદે મીલીતે દેવોઅ બોકતી કોઅજારો

**ભાવાર્થઃ-** આ ગીતમાં જ્યારે વર-કન્યાના વિવાહ નક્કી કરવાં બન્ને પક્ષનાં માતા-પિતા, સગાંસબંધીઓ, ગામલોકો કન્યાનાં ઘરે ભેગાં મળે છે ત્યારે, કન્યા પક્ષની બહેનો વર પક્ષના માતા-પિતાને તેમજ કુટુંબીજનોને સંબોધીને આ ગીત ગાય છે :

હાળીતેરે હાજારે બીતુ રોખો વાનોજી
આમા નખનો આવે તીયાહા પેંડો તોઈ આસાટા
અંદાસોતા કોપોળે કાગલો કોઈ સેવીનં
તીયા આમી રોનાર્યા બેવ સોવિતા સોંગીતા

આમાઁ પાયહા જોરાખા તેહન્યા આમી જુરાખ્યા
આયો વાની સોકેરો ડુહા નેયે જાનાર્યા
બોલો બોલો નેદીનં તૂવી ડુડા કપાહા
ખાતી પોહો જાનાર્યા સોવલેં પેંડેં ગોવાર્યે
અમો સુવા દારુળ્યા પોણીલોજે રોનાર્યા
આમાઁ વોલે સુઆ નાઁયે વાહલ્યા કોડો વાજાળે

**ગુજરાતી અનુવાદ**

સાડા તેર હજાર ડરતો નહીં વાલજી
અમને નખ મારે તેને પગ પકડી અફાડે
અંદાસોતા(વૃક્ષ)ના ખપેડાં કાગળ કરી સેવેલાં
તેમાં અમે રહેનારી બંને સવિતા સંગીતા
અમારા ભાઈ શક્તિશાળી તેવી અમે શક્તિશાળી
આવા પ્રકારની શણગાર વાળી પતિની પાસે નહીં જનારી
જોઈ જોઈ નીંદેલું તુવેર મકાઈ કપાસ
ખાઈને જ જવાની ચોળી ભીંડા ગુવારફળી

હમણાંના છોકરા દારુડિયા ભણેલાને જ રહેનારી
અમારા તરફ છોકરા નથી વાંસળી કોણ વગાડશે.

**સ્નાન કરાવવાનું ગીતઃ**

ટાડુ પાણી ઉનુ કરે વો માળી...(૨)
કાગલ પાણી નામે છે રે આનતા લાડી...(૨)
આરિયા પાટ્યા ધોવે છે રે રેખા લાડી...(૨)

**ભાવાર્થઃ-** આ ગીત ગણેશ સ્થાપના પહેલા વર કે કન્યાને સ્નાન કરાવવામાં આવે તે સમયે તેની માતાને અને ભાભીઓને સંબોધીને આ ગીત ફળિયાની બહેનો ગાય છે.

ઢાઢા ઉના પાણી ઉના કરજો વો માળી
તમારી દીસરી નાવ કહે સે માળી
ઢાઢા ઉના પાણી ઉના કરજો વો માળી
તાંબાનું તાપેલુ પાણીને કેમ કરી નાવણો રે
ઉઠો ગોરી બેની નાવેણા રે
આજે તમારા ફોજાય નાવડારે

રાજી ખુશી નાવી લેજો રે
સામી સામી વાડીયોમે નાવેણા કરીએ
મહેન્દ્રભાઈની વાડીઓમે નાવેણા કરીએ

**ભાવાર્થઃ**-આ ગીત સ્નાન કરતી વખતે ફળિયાની ભેગી થયેલી બહેનો કન્યાની માતાને કહે તમારી દીકરીને સ્નાન કરાવવા માટે ઠંડુ-ગરમ પાણી રાખજો અને કન્યાની ફોઈ આજે નવડાવશે. આમ માતા ફોઈ અને પોતાના ભાઈને સંબોધીને આ ગીત ગાવામાં આવે છે.

નાઈ ધોઈ તે બેઠી માસીએ જઈને બેઠા રે
નાઈ ધોઈને બેસી મામાને વાઈટો જોએ સે

**ભાવાર્થઃ** આ ગીતમાં બહેનો પોતાના મામાનો ઉલ્લેખ કરતું ગીત રજૂ કરે છે. તેમાં કન્યા સ્નાન કરીને માચી પર બેસાડે છે અને તે તેના મામાની રાહ જુવે છે.

**લીંપણના ગીત :**

માળી ઉઠેલાતા લીપતાર સાસરે
માળી ઉઠેલાતે જોઈ જોઈ રુએ સે

ભાઈઓ બાંધેલા ફોજાય લીપેલા
એવા ધરા છોડી રહ્યા રે

**ભાવાર્થઃ** કન્યાને પીઠી લગાડી માચી ઉપર બેસાડી પોતાની માતા, ભાઈ-ભાભીને સંબોધીને અગાઉ જે કન્યા કરેલા કામોની યાદો કરાવતું ગીત બહેનો ગાઈ છે.

**કપડાં પહેરાવતી વખતે ગવાતા ગીતો :**

બાપના ઘરમે કામ કાજ કઈરુ બેની
માયાળી ઓઢણી હેડી મેલો રે...
સસરાના ઘરમે કામ નથી કઈરુ
બેની સસરાની ઓઢણી ઓઢી લેજો રે...
મસારુ સે લુગઢુ પહેરો રે કઈના બેન
ભાયાની લાજ રાખો રે કઈના બેન
કાચેડી કાડેજો મારી બેની કેડે સબાદી કાડજો રે...(૨)
કબેજ બેરજો મારી બેની હીને સબાદી બેરજો...(૨)
કિળીયા બેરજો મારી બેની નાગલે સબાતી બેરજો...(૨)






**ભાવાર્થઃ** આ લગ્ન ગીત છે. આ ગીતમાં કન્યા પક્ષની બહેનો જ્યારે વરપક્ષ તરફથી કપડાં આપે ત્યારે તે કપડાં પહેરાવતી વખતે બહેનો આ ગીત ગાય છે.

**વિધિ કરનારનું ગીત :**

પૂજારો તો નાના કહેવાય બેની નાના કેવાય...(૨)
પૂજારાને પૂજતા ની આવડે બેની
પૂજી દેખાડ બેની પૂજી દેખાડ...(૨)
ગેદરીયા દેવેતો ખખિયો પૂજારો...(૨)
મોલીયા દેવેતો હાશો પૂજારો...(૨)

**ભાવાર્થઃ** આ લગ્ન વિધિનું ગીત છે. પૂજારો લગ્નવિધિ કરાવે છે. ત્યારે બહેનો પૂજારાને સંબોધીને આ ગીત ગાય છે.

**પીઠીનું ગીતઃ**

ચડે પીલી ચડે વો બેની ને...(૨)











કાલો પડી ગયો વો લાડાને...(૨)
ચડે પીલી ચડે વો બેની ને...(૨)

**ભાવાર્થઃ** ગણેશ સ્થાપના પછી પીઠી, હળદર કન્યા કે વરને લગાડે છે. ત્યારે વરને સંબોધીને આ ગીત ગાવામાં આવે છે.

**ચાંદલાના ગીત :**

પૈસા ટકા મે લેતો પાણી માઈ જાય સે રે...
ગાય ગોધો મે લોતો ગમાણી બેધાય સે રે...
પૈસા ટકા મે લેતો પાણી માઈ જાય સે રે...
બેની બેનો આવે સે નખો જાલે રે...(૨)
બેની ભાઈઓ આવે સે નખો જાલે રે...(૨)
બેની ફાઈ આવે સે નખો જાલે રે...(૨)
બેની હોવે ઘેરો નાખો જાલે રે...(૨)
બેની મામો આવે રે નાખો નીલે રે...(૨)

**ભાવાર્થઃ** આ ચાંદલા વિધિનું લગ્ન ગીત છે. આ ગીતમાં બહેનો મામા, ફુવા, ભાઈઓ, કાકા વગેરે











સગાંસંબધીઓને કહે છે કે એક, બે રૂપિયા ચાંદલો કરશો તો કંઈ મહત્વ રહેતું નથી. તે પાણીની જેમ વહી જશે. જ્યારે તમે ગાય, બળદ જેવો ચાંદલો લખાવશો તે તેનું વાછડું- ગમાણ બંધાશે. આમ બહેનો વ્યવસ્થિત ચાંદલો મૂકવા માટે સૂચન કરે છે.

**કન્યાવિદાયનાં ગીતો : (કન્યાને રડાવવા માટે ગવાતું ગીત)**

રમી એતી રમી વો બેના હાવે નાય રમાયે...(૨)
બાપા કઅમે બેના રમી ખાદો...(૨)
પારકા કઅમે બેના રડો ખાહો...(૨)
રમી જાહો બેના રડી ખાહો...(૨)

કોઅ બાઆ હુનોજે બેનાવો...(૨)
કોઅ કોઅમે બાઅદી રમનારી બેના બેના વો...(૨)

બાઈ વિસ્તા રડાવે રીના લોડી
બાઈ વિસ્તા રડાવે બેનાવો











રમી જાહોને રડી ખાહો વો નેવો બેના...(૨)
સવદી લડો તો ગણો ધમારો બેના...(૨)

કઅટિય ખુટુ હુનુ જે બેના વો...(૨)
તાઅ તે માળી અખની જે બેના વો...(૨)
તાઅ તો વનીયે એખનુ જે બેના વો...(૨)
તાઅતે અનિતા એખની જે બેના વો...(૨)

રમી આવજો હંષા કઅ રમી આવજો બેના વો...(૨)
રમી આવજો આમા કડદો રમી આવજો બના વો...(૨)
રમી આવજો બાલ્યા કઅ રમી આવજો બેના વો...(૨)

બેના ઈજી નાહી આવેતા તાઆ મામાહા બેના...(૨)
બેના ઈજી નાહી આવેત્યા તાઆ મામ્યાહા...(૨)
બેના તાઆ નાયે જુડવો તેલ્યા રીનીશ બેન...(૨)
બે તાહુ નાહી કયો કે જુવાને વનીષે...(૨)






**ભાવાર્થઃ**-કન્યા જ્યારે કુંવારી અવસ્થામાં હતા તે સમયે એક બીજાના સહારે કામ ઓછું ને આરામ, રમવું વધારે હતું. તેવું આ વિરહને કેન્દ્રમાં રાખી પોતાનાં માતા-પિતાનાં અને સામે સાસુ-સસરાંનાં લાડકાં-અલાડકાં શબ્દોની છણાવટ બહેનો તેને યાદ કરાવે અને તેની સાથે સમજાવે તેવા ગીતો કન્યાને વચ્ચે બેસાડીને બહેનો ગાય છે.

એકુજે દિકરી વો માળી દુર કા પાળીવો...(૨)
ખાડીએ જાઈવો માળી ખાડીએ એખેલી...(૨)
ખેતોમે જાઈવો માળી ખેતોમે એખેલી...(૨)
માથે બેદુને માળી રોબસે બે બેની...(૨)
હાલ્યા મે કપડા વેને બાપુ રોળચેવો બેની
બાપાના કપડા કોણે દોવસે વો બેની...(૨)

**ભાવાર્થઃ**-આ ગીતમાં બહેનો કન્યાને પોતાના માતા-પિતાના છૂટક કામોની યાદ કરાવે છે. આ ગીત સાંભળીને કન્યા ખૂબ રડે છે.

**વિદાયનું ગીત :**

તાઆ કઓ છેરાલો વો બેના રવિતા...(૨)

કાક કોઈ બોહે નેવો રવિતા...(૨)
તાઆ ઈરીયા છેરીનું વો રવિતા...(૨)
સડુ ગેઠણ આવે શિનાવેલ્ય સેડુ
નખો આલે શિનાવેલ્ય...(૨)
સેડુ ગેઠણો આવિનો કાલા ડુઆ બિનાડ...(૨)
રોડતી રોડતી આજે કેમે સાલીવો બેના...(૨)
બાપાના ઘરે આજ કેમે સાલીવો બેના...(૨)
સાળે બીવે પાલતી જાજવો કોઈના બેની...(૨)
સેળી દેદો આપુ કેવીતો કોઈના બેની...(૨)
ગામે હીમે પાલતી જાજવો કોઈના બેની...(૨)
સેળી દેધી મેલા જશીયો વો કોઈના બેની...(૨)
આવે સે બેની આવે સે કાળીયા ખેતરમાં આવે સે...(૨)
લાકડી નો ટેકો જાયેલો રે ઘોડા ઘરેઓ આવે સે...(૨)

**ભાવાર્થઃ-** આ લોકગીત છે. વરપક્ષના લગ્નવિધિ પૂરૂં કરીને ઘરે આવતાં રહે છે. કન્યાને બે પાંચ દિવસ પછી વરપક્ષને ત્યાં મૂકવા માટે આવે છે. ત્યારે કન્યાના ઘરે ભેગાં થઈ કન્યાને સંબોધીને બહેનો ગીતો ગાય છે કે તારું ઘર, આંગણુ ખૂબ ગંદું છે. ત્યાં તું અમને બધાને લઈ જઈને ક્યાં બેસાડીશ. એવા પ્રશ્ન કરતાં બહેનો કન્યાને






સંબોધીને ગીતો ગાય છે.

**દીવાળીનું ગીત :**

ઈદી દીવાલી સરકી ગયા રાનેડો મેલામે
મીલી જા હું
મેળી માસે ખાયું જાઅયો યે આમના
ડુલા મે પડી ગયું
અમો તાઉ આપું જુવાની નાચી નેહું
નેગે બાયા
આવે તા દિહો દીવાલી હોયે દિવાલી પાલી
આવતી રજો
ડુહું વિડે રોડી રેજા વાટો વાટો
આવતી રજો
અમો તમે હેલા વારા આપું તેએયા નીનીયા ચાલી
થયેચા માંગે તાહા આપું મંજેરી કઈ ને






આપી દેનારીયા
ખુહો બુને રડી રએનો મજેરીયો
જાત્યા રહું લાયા

**ભાવાર્થઃ-** આ પ્રેમના પ્રતીકરૂપે લોકગીત ગાય છે. યુવાનો પેહા, વોહરી, પેહીમાં આવા ગીતો પોતાની પ્રેમિકાને સંબોધીને ગાય છે. તે વગાડે છે, કે પ્રેમિકા ભલે આપણાં પ્રેમમાં તારો પિતા ભંગ કરે તારું લગ્ન બીજા સાથે કરાવ્યું. પણ તુ મેળામાં અવશ્ય આવજે. આપણે બન્ને મેળામાં મળીશું અને તેઓ ગીતમાં ઉલ્લેખ કરે છે કે, ભોજન કરીશું, નૃત્ય કરીશું, દીવાળીમાં આવજો, શિયાળાનો સમય આવે, લીલી  શાલ લઈ લેજો અને જો તારો પતિ તારી સાથે ઝઘડો કરે તો તું રડીને આવતી રહેજે.

**દીવાસાના ગીતો :**

ફોલ્યોમે મરઘો બોલીયો રે ઈ તો રાજાનો સોર સે
જુવે જો રાણી તાઆ કુલીયો રે ઈ તો રાજાનો સોર સે
જુવે જો રાણી તાઆ કુલીયો રે ઈ તો રાજાનો સોર સે
ફોલ્યો મેં મરઘો બોલ્યો રે ઈ તો રાજાનો સોર સે
જુવ જો રાણી તાઆં મોરલી રે ઈ તો રાજાનો સોર સે

જુવ જો રાણી તાઆ આહળી રે ઈ તો રાજાનો સોર સે
ફોલ્યા મેં મરઘો બોલીયો રે ઈ તો રાજાનો સોર સે

**ભાવાર્થ :** દીવાસાના તહેવારમાં રાણી ગરબો રમવા માટે આવે છે. તે રાજાને જાણ નથી. તે રાણીને કહે છે કે તમે ચેતીને રમજો/ રહેજો કારણ કે, રાતનો છેલ્લો સમય થવા આવ્યો છે. શેરીમાં સવારનો મરઘો પણ બોલી રહ્યો છે. હાહડી સાચવીને રાખજો. જેથી કરીને કોઈએ તમારા ઘરેણાંની ચોરી ન થાય એ ધ્યાન રાખજો. રાણીને એવી વિનંતી કરે છે.

સાલ હો ભીલડી વનવગડામેં વાણે રમાડવા જીએ રે
હંગાથ લેશું પોપટ પાંજરું તેની હંગાથ જશુ રે જી
વાઘ બોપલો વાંદર ભળુકયો એ વગડામાં કેમ જીએ રે
સાલ હો ભીલડી વનવગડામેં વાણે રમાડવા જીએ રે
બારે તે મણનું દાતડું ઘડાયેલું તેરે તે મણનો હાથો રે
બારે તે ગામની સીમ વાપળી તેરે કલાની જાકરી રે
સાલ હો ભીલડી વનવગડામેં વાણે રમાડવા જીએ રે
ઘેરે જઈને મોરુ નાપચ્યુ, ઘરનાં ઢોરો ભરડયા રે
બારે તે બાંધીયે હેળી-ફેળી ફોળાવી ન બેઠી જીએ રે

સાલ હો ભીલડી વનવગડામેં વાણે રમાડવા જીએ રે
બારે તે ગજનો ઘાઘરો સીવાયડો રે તેરે તે ગજનું નાડુ રે
કળ મંદલાનો ઘાઘરો પેપરો એક ઢગરો ઢાંયકો રે
સાલ હો ભીલડી વનવગડામેં વાણે રમાડવા જીએ રે
બારે તે ગજનું કબજો સીવા પડું તેરે તે ગજનું કોસો રે
સાલ હો ભીલડી વનવગડામેં વાણે રમાડવા જીએ રે

**ભાવાર્થ :** આ દીવાસાનું લોકગીત છે. એક ભીલ કન્યા અને ભીલ યુવાનની વનવગડામાં જઈને હરવાં-ફરવાં તથા શું-શું લઈ જવું એના આ લોકગીતમાં બતાવામાં આવ્યું છે. રમજી વાત કરે છે. ભીલ યુવાન પોતાની પ્રિયા ને કહે છે કે, 'હે ભીલડી! ચાલ વનવગડામાં ફરવા જઈએ અને મોજ-મજા કરીએ અને સાથે પોપટ ને લાવવા માટે પાંજરું પણ લઈ ને જઈએ.' ત્યારે સામે કન્યા કહે છે કે, 'એ વનવગડામાં વાઘની ગર્જનાથી વાંદરો પણ ડરીને જાય છે. તો કેમ કરીને ત્યાં જઈએ. મને પણ ડર લાગે છે. ઘાસ કાપવા માટે બારમણનું દાંતરડુ ઘડાવ્યું. તેને બેસાડવા તેર મણનો હાથો ઘડાવ્યો. ત્યારબાદ સીમમાં ગયા-બાર ગામની સીમમાં ઘાસ કાપ્યો. તેર પૂળા બનાવ્યાં, તેર વ્યકિતઓ ઊંચકીને ચડાવે છે. આ જોઈને મોર ખુબ આનંદમાં આવી નાચી ઉઠે છે. ત્યારે ઘરના પશુઓ પણ ડરી જાય છે. ઘાસ ભૂરી ભેંસને આપે છે. દૂધ દોહવા બેસે અને દૂધ ઢોળી આપે છે.

પેળવાની આવા રો ગામઈ સુઆરો...(૨)
આપુ નોઉ દિવાહા ગામઈ સુઆરો...(૨)
દાઆળો નાઈ નાચનારે નાચા આવા સુઆરો...(૨)
દિહી બુડી ગયુઉ રો બેઆ ગુદા ઉજાલા...(૨)
આમી તેમે જાનારીર્યા વાડીયો વાલા મેલેસી....(૨)
કોઓમે કુંટી દુકાને વાઉવો વાડીયો વાલા મેલેસી....(૨)
ગાડી નેતે આવતુ તો આરી થને રોતેરો...(૨)
આમી તેમે જાનારીર્યા વાડીયો વાલા મેલેસી....(૨)
આવી નુકે નાહીરો તાઆ મેલા કેમજી...(૨)
નાડી નને જાનારે તાઆ મેલા કેમજી...(૨)

**ભાવાર્થઃ**- આ દીવાસા લોકગીત છે. દિવાસાના દિવસે ભાઈઓ અને બહેનો એક સ્થળે ભેગાં મળે છે અને તેઓ પોતાના જીવનચરિત્રની વાત કરતું આ ગીત ગાઈ અને નૃત્ય કરતા હોય છે.

પેવા મેકી ધેદેના ચોપડ્યા વીશી નેધેન્યા
નાચે વીશી નેધેની કામો વીહરા ગોયન્યા
આજે એતો નાસુનો ગુડા ઠુકી નાસા રો

આમી તોમે જાનાચ્યા રુબધો વાલા અનીદો
ગામાય રોનાચ્યા છેટો નાયે જાનાર્યા
રીતા, ગીતા, અનીશા છેટો નાયે જાનાર્યા
રીતા, ગીતા, અનીશા કોઠા પોણ્યા જાનાર્યા
બંગને નુગળે પેઈતે કોઠા પોણ્યા જાનાર્યા
વાડો પીહાતો ઓનીશો, ઓર્હયા વાલુ બંગેલું
લાઈટો કોઈ રાંધુનો વોડા પીહાતો ઓનીશે.

**ભાવાર્થઃ**-આ દીવાસાના તહેવારમાં ગવાતું લોકગીત છે. આ ગીતમાં યુવાન-યુવતીઓ ગરબો રમે છે. ત્યારે સામ-સામે નામો લઈને ઠઠ્ઠા મશ્કરી કરે છે. તેમાં તું શું મૂકી દીધું અને શું લઈ લીધું ? ક્યાં રહેવાનું -ક્યાં ન જવું ? તેવા પ્રકારના શબ્દોનો ઉચ્ચારણ કરીને આ ગીતમાં ખૂબ મનોરંજન કરે છે.

દિલવાલ ટેકરીઓ સોટાલા સીટી મારીતી
આમા જાઈ નેદેનો વોસન રો કિરોન
રાઉ કોતે આવીન્યા જોશી કિકા મંજુલા
લર્ષો જોયા સરિયા આશા કોરા દક્ષા
રોઉ કોતે આવીન્યા કોરળીયો વાલા વસને

આવળ્યુ ઉચે વસને બેઆ કાનો હઅબલે
વસને હાનાઆ જાયે પેએ કોસા નાય હતાયે

**ભાવાર્થઃ** આ દીવાસા ગીત છે. આ ગીતમાં પ્રેમની વાત કરે છે, 'તેમાં કહે છે વર્ષો વીતી જવાના પણ અમુક અમુક મને જોઈને જતા રહેશે. અમુક મને પ્રેમ કરવા રોકાઈ જશે. તેવી પોતાના પ્રેમમાં પરોવવા માટેની વાત આ ગીતમાં કરે છે.

**હોળીના ગીત**

અલી અલી કરે છેને બારા મહિના અલી...(૨)
દિવાલી માગે ફાટે બુકડો અલી માગે નારિલો...(૨)
બારાજ મહિના વો અજવાળ ખલી દે પિલો...(૨)
બાજેરીનો રાડ પિલાવી દે રમીયે...(૨)
બારા મહિના અલી સોબાતી ચાંદે ગેરાણે...(૨)

**ભાવાર્થઃ** આ હોળીગીત છે. હોળીના બીજા દિવસથી 'ઘૈર' મેળા શરૂ થાય છે. તેમાં બહેનો ઘૈર માગતાં જાય. નૃત્ય, ગીત ગાય છે. બહેનો કહે છે કે, 'હોળી બાર મહિને આવે છે અને દીવાળી પણ બાર મહિને આવે છે. તેમાં દીવાળી બકરું માગે છે. અને હોળી નાળિયેર માંગે છે. હોળી આવે ત્યારે અજવાળું આવે છે. જેવી રીતે






સૂર્ય, ચંદ્ર આકાશમાં શોભે છે. તેમ આદિવાસી સમાજમાં હોળીનો તહેવાર શોભી ઊઠે છે.'

બારા મહિના ભુબરીયા ચાણા શિરીયા વેરે તો
જાયના સબરિયા ડાલે તો જ...(૨)
બારા મહિના ભુબરીયા ચાણા ચાણા ફળીના...(૨)
તે આ રમીલા આપીના તેઆ હંષા ખાદેના....(૨)

અલી માતા પાપડ કુસ્યા માગ રે
પાપડ કુસ્યા કા દેખાડે...(૩)
અલી માતા નારિયળ માગે રે નારિયળ કા દેખાડે...(૨)
જીવતીયા નવરીયા રડુતા આગલ વારા
ખેલશુ રે આગલ વારા ખેલશુ ...(૨)
મોયા તાડા ગયા વો હુરુલ કલિ ગયાવો
હુરુલ કલી ગયા ...(૨)

**ભાવાર્થઃ** આ ગીતમાં બહેનો લઈને જમાઈ,વહુનું નામ ગાતો હોય છે. જે સમયે હોળી સળગાવતાં હોય તે











દિવસે અમુક લોકો ઉપવાસ કરે છે. જે સાંજે હોળી સળગાવતાં પહેલાં સાત ફેરા અનાજ હોળીમાં નાખે છે. તે સમયે આ ગીત ગવાઈ છે.

ઉલી વો ઉલી બારે મયના ઉલી વો
હેલા હેલા દાબુમેં કેંહડં દદમં ચાનેહે
યાહા જુગની માતા વો કેંહડં દદમં ચાનેહે
બેન બેન રુટા હેલ્રી ડાઆ
રાજા ફાન્ટા માંડવાલી માંડવાલી નાચે વો નાચેવો ગેરુહ્યા
દેવે મોગેરા નાવુંપે જોપકા વાળું સેરે રામાઁ દેવે મોગેરા

**ગુજરાતી અનુવાદ**

હોળી વા હોળી બાર મહિનાની હોળી
ઠંડા ઠંડા દાબમાં* શેનો દદમા** ચાલે છે
યાહા જોગણી માતા રે શેનો દદમો ચાલે છે
બે બે રોટલા ઠંડી દાળ
રાજા પાન્ઠા માંડવે માંડવે નાચે રે નાચે ઘેરૈયા






દેવ મોગરાના નામ પર ઝગમગતો સેટ
રે મારી દેવમોગરા.

* પ્રદેશ, ** ધમધમ અવાજ

**લોકગીતો :**

નાહી ભુલજી આમી નાહી ભુલજી
ઈયુ ધરતી યાહાઁ કિલે નાહી ભુલજી
ઈયુ ધણતી પે પાન મિલે ફુલ મિલે
મનમાં આવે તાહાં પાન તોડજી ફુલ તોડજી
નાહી ભુલજી આમી નાહી ભુલજી
ઈયુ ધરતી પે અન્ન મિલે પાની મિલે
મનમાં આવે તાહાં અન્ન ખાજી પાઈ પીજી
નાહી ભુલજી આમી નાહી ભુલજી
ઈયુ ધરતી પે જીવે બાધા જીવે બાધા
હીલી મિલી ને જીવી નેજી દીહી કાઢજી

નાહી ભુલજી આમી નાહી ભુલજી

**ભાવાર્થ :** ધરતી અમારી માતા છે. અમે સૌનું પોષણ કરીએ છીએ અને એ અમારું. આપણે બધાંએ આ ધરતી પર હળીમળીને જીવવું જોઈએ એ જ ધરતીનો સંદેશ છે.

જાતો રોયોરો દાદા બાદો જાતો રોપારો
કિળી ન કિડની કાડીદ બાદો જાતો રોપારો
નોયો પાંઈ બાંદો જાત્રો રોપોરો
ખાડયો ખુબરા પાંઈ બાદો જાતો રોપોરો
ગામો અં જોંગલ બાદો જાતો રોપોરો
ગામો ડુંગે એ બાદા હુન્ના પોળ્યા રો
ખાડ્યો રેત બાદી જાતી રોઈ રો
ગામાંય ડોણે બાદે જાતે રોપો રો
નાગલ્યો રુટુ ખાઅનો બયાદો જાતો રોપો રો
બોઅપ્યો રુટુ ખાઅનો બાદો જાતો રોપો રો
ઈંદી મેં નાંસનું બાદો જાતો રોપો રો
દિવાલી નાંસનું બાદો જાતો રોપો રો

**ભાવાર્થ :** આદિવાસી ડુંગરાભીલ તથા તમામ આદિવાસીઓના હક્કમાંથી કીડી-મંકોડી જેવી નાનામાં નાની વસ્તુથી માંડીને માણસની કીડની કાઢી લેવાથી માણસથી જીવી શકાતું નથી, તેમ આદિવાસીઓ પાસે જે સંસ્કૃતિ અને મિલકતો હતી. તે સરકાર દ્વારા અથવા તો બૌદ્ધિક વર્ગ દ્વારા છીનવાઈ ગયેલ છે. નર્મદાનું પાણી અન્ય નદીઓનું પાણી, જમીન, જંગલ, નદીઓની રેતી, પથ્થર, ઝાડ વેગેરે વેચાઈ ગયાં છે. અમારાં વિસ્તારમાંથી બધું લૂંટી ગયાં તેવો ટૂંકો સાર નીકળે છે.

ધરતી-માતા પેટુ પે જલમલગ
આદિવાસી દેવ હોય યાહામોગી માતા તું
ચારે ખૂણે ચારી દમે નવ તરી માને
ધરતી-માતા પેટુ પે જલમલગ
આદિવાસી દેવ હોય યાહામોગી માતા તું
ઊંચા-ઊંચા પહાડુ પે મંદિરે બનાવ્યા
મંદિરે બનાવ્યા તિહિ થાનુક બનાવ્યા
ધરતી-માતા પેટુ પે જલમલગ
આદિવાસી દેવ હોય યાહામોગી માતા તું
મલકી જરી ચાલવ કનબી

મંદિરમ્ ઉબલ્ હોય
સુખે શાંતિ દેનારી યાહા-મોગી માતા તું
ધરતી-માતા પેટુ પે જલમલગ
આદિવાસી દેવ હોય યાહામોગી માતા તું

**ભાવાર્થઃ**- 'હે, યાહામોગી મા! તું ધરતીનાં પેટમાંથી જન્મેલી. ચારે દિશા નવખંડમાં તું ફરતી, ઊંચા ડુંગરોમાં તારું સ્થાનક છે.' એવી પંક્તિઓથી ડુંગરાભીલ આદિવાસીઓમાં દીવાસાના દિવસોમાં ભાઈઓ અને બહેનો ગીતો ગાતા જાઈ અને નૃત્ય કરતાં જાય છે.

**સૃષ્ટિ સર્જનનું ગીત**

આખી દુનિયાંઆં બોણાવેનારુ દેવે રો
તીયા માલિકોહો આરે કોઅજાની રો...(૨)
જુગે બોણાવયો તીયા દોરતી બોણાવયી
દોરત્યો પેએ તીયા જીવે બોણાવયા...તીયા...(૨)
દિહી બોણાવયુ તીયા સાંદે બોણાવયુ
જુગો માયેં તીયા તારા બોણાવયા...તીયા...(૨)

ખાડ્યા બોણાવયા તીયા દોરિયા બોણાવયા
પાઅયોં માયેં તીયા માસે બોણાવયે....તીયા..
ડુગેએ બોણાવયા તીયા સાળે બોણાવયે...(૨)
ડુગો માયેં તીયા જાનવોરે બોણાવયે...તીયા..
બાદો બોણાવયો તાહરોઅ મારુંઅ બોણાવયો
આખો કામેં તીયાહા હોપીનો...તીયા....(૨)

**ભાવાર્થઃ-** 'હે, દુનિયાને બનાવનાર દેવ તું આકાશ, ધરતી, જીવ, સૂર્ય, ચંદ્ર, તારા, નદી, ડુંગર, પશુ-પ્રાણીઓ જે સર્જનહાર દેવ તને યાદ કરીએ છીએ.'

**અનાજ વાવણી વખતનું ગીત :**

એક માંહુઉ દાણા નેતે ખેતોમેં વાવો ગોયેને
કેતાકાહા દાણા વાટીઈ કુરી પેએ પોળીનાં
તિંયા દાણાહા સીળે આવિતે ખાતે ગોયેને
કેતાકાહા  દાણા પીતળાવાલા જાગામેં પોળીનાં
તેઆ દાણા ઉગીના પેએ સીમાત મોઈ ગોયેનાં

કેતાકાહા દાણા કાટાવાલા જાગામેં પોળીનાં
કાટે વોંડે ઉવીને હુકા દાબા ગોયેનાં
કેતાકાહા દાણા હાજા એહનાંહ જાગામેં પોળીનાં
તેતાકાહા દાણા ઉગીના હાજુ પાકે આવીનું,
દાણા તોમે દેવોઓ વોસોને હોયે રો
વાટીઈ કુરી પોળીના હાંબલુનારે હોયે રો
સેતાન આવીત દેવોઓ વોસોન માનનારે રો
ડોણોંમ પોળીના દાણા તો વોસોન માનનારે રો
દુઃખ પીળા આવે તાંહા પાસેએ પોળી જાનારે
કાટામેં પોળીનાં દાણા તો હુદયો વાટી જાનારે
પેએ દુનિયા સિંતાનો પોયસાઅ લોબે દાબે હે
ઈયા બાદાઆ લીદો જે પાકો ફોલે નાંહી રો
હાજા જાગામે પોળીનાં વિસવાસોમેં વોદે હે
દીરજ રાખીત વોદે હે હાજો ફોલે આવે હે
દેવ તીયાઆ સેલાહા હોંમજાણેં પાળે હે.






**ભાવાર્થઃ**-ડુંગરાભીલોમાં અનાજ વાવણી કરતાં સમયે કેટલાક લોકગીતો ગાય છે. તેમાં વ્યક્તિ, ખેતર, અનાજ, પક્ષીઓ, સારી જગ્યા, ખરાબ જગ્યા, દેવના વચન વગેરે શબ્દો ઉચ્ચારીને વાવણીના ગીતો ગાય છે.

**મૃત્યુ પ્રસંગના ગીતો :**

**પોવીતર આત્મા :**

પોવીતર આત્મા દેવ આમાં મેં આવજો રો
પોવીતર આત્માંઅ ફોલે આમાંહા આપજો રો
આમાંઆ જીવોનોહો પોવીતર કોઅજો રો
પુતો આરી નોળાઅહું હીમોત આપજો રો
આમાંઆ બીકોહો બારી સેટો કોઅજો રો
સાકસી જીવોને જીવહું સામર્થ્ય આપજો રો
બીજાહા સુવારતા આપુહું સામર્થ્ય આપજો રો
હાજો જીવણો જીવહું કુરપા આપજો રો
તાઆ વોસોને હોમજુઅહું કુરપા આપજો રા






તાઆ સેવા કોઅહું વોરદાને આપજો રો

**ભાવાર્થઃ**- આ મૃત્યુ પ્રસંગનું ગીત છે. આ ગીતમાં ભજન મંડળીએ ભગવાને સંબોધીને પોતાનાં આત્માની વાત કરે છે. 'હે, ભગવાન અમને તમારી અંદર રાખજો. અમારું જીવન પવિત્ર કરજો. ભૂત સાથે લડવા હિંમત આપજો. બીજાં સાથે સારી વાત આપવાં, સારૂં જીવન જીવવાં તમારાં વચન સાંભળવા, સમજવા કૃપા કરજો. સેવા કરવા વરદાન આપજો.'

**પવિત્ર જીવ**

આમાંઆ મોનો મેં પોવીતર આત્મા
વોહતી કોઉ તું આવજો રે લોલ
પોસાહમાં દીહોઓ બોલવાન આત્મ
દીયા આમાં પેએ કોઅજો રે લાલ
પોસાહમાં દીહો જીંહ કોઈતે આવીનું
તીહ કોઈતે આજે આવજો રે લોલ
તાઆ તોરહીને આમી આવીને
આત્માંઆ વારહાત તું પાળજો રે લોલ

પોવીતર આત્માંઆ વોરદાને આપજો
મોડંલ્યો મેં જાગૃતી નેતાવહું રે લોલ
પાસેઅ પોળીના વીસવાસ્યોહ જાગાળ હું
પોવીતર આત્મા મોંડલી આપજો રે લોલ
આમાંઆ મોનોંઓ ખારાબ કામે
આગે ઉવીતે બાલજો રે લોલ

**ભાવાર્થઃ**-આ એક પવિત્ર આત્માની વાત કરતું ગીત ભજન મંડળીએ ગાયું છે. પચાસ દિવસનો બળવાન આત્મા, દયા અમારા ઉપર કરજો. પચાસ દિવસ જીવવા માટે આવેલો. તેવી જ રીતે આજે આવજો. તારી પ્યાસથી અમે આવ્યાં. આત્માનો વરસાદ તું પાડજો. પવિત્ર આત્માનું વરદાન આપજો. અમારા હૃદયમાં ખરાબ કામ આગળ થાય તે તું જોઈ લઈ તેને સુધારી લેજો.

**દાન ધર્મનું ગીત :**

આપું જાઅખો વાવહું તાહાં, આપું જાઅખી કોમાય આવેરો
આપું થુળો વાવહું તાહાં, આપું થુળી કોમાય આવેરા
દાન દોરોમે કોઅનારાઆ, ગુઠી બી એહન્યાહા હોયે રો...

દુઃખ રાખ્યાઆ વોગોર આપજા, દેવે તુમાહાં વાલીત આપેરો
કોયાથી તુમી રોખો આપતે, તુંમાંઅ મોરજીયોથી તુમી આપેજા
ખુસીથી દાને આપનારાહા, દેવે મેરે કોએહે ... આપું
પેન્નોઅ ફોલે દેવોહો આપેજા, દેવોઓ જોહો ઉતરી આવે રો
દેવોઓ કોઅતાહા જે કાંય આપેહે, તોઓ ફુકો નાંયે મોએરો
તુંમાઅ થી બોણે એતોહ આપેજા, તુમાંઆ મેરોથી તુમી આપેજા...આપું
દુનીયામેં દોને એકઠો કોઅહા તાહાં, તોઓ બાદો આરવા જાયેરો
હોરગોમે દોને એકઠો કોએજા, તોઓ કેદીહી બી નાંયે આરવાય રો
ઈયા માગો દાને આપેજા, દેવે જોહો આપે રો...આપું

(૨)

હાસો દાન દોરોમ કોઅજા
દેવ તુમાહાં બોદલુ આપે રો
દાન આપજા જેમણા આથો
ડાખરયા આથોહો ખોબોર નાંય પોળેરો
ખેતી વાળી માલે મીલકોતે

ઈઈ બાદો દેવો આપીનો રો
જે કાંય બી દેવોહો આપહા
દેવ તીયાઆ બોદલુ આપે રો
સેવા કોઅહું દાને આપહું
દેવ આપુંહું જોહો આપે રો
દુનીયાં મેં એકઠો કોઅહા
તોંઅ બાદો આરવા જાયે રો
દેવ નામો મેં કાંય બી આપહા
હોરગોમેં તુમાહાં જોહો આપે રો
દેવોઅ નામોં મેં કાંયબી આપહા
દેવ તુમાહાં જોહો આપે રો
મોનોમેં દુઃખ રાખ્યાઆ વોગોર
ખુસી થી દાને આપજા રો
આપુંઉ ખેત્યો વાળયો માંયે
માલ મીલકોત આસીરવાદ આવે રો

**ભાવાર્થઃ**- આ દાન ધર્મનું ગીત છે. આપણે વધારે વાવીએ ત્યારે વધારે કમાઈ આવે છે. ઓછું વાવીએ તો ઓછું આવે છે. જ્યારે, દાનધર્મ દુઃખ રાખ્યાં વગર આપે છે. તેને તું વાળીને આપજો. તમારી મરજીથી આપજો. ખુશીથી દાન આપનારને દેવ દયા કરે છે. પહેલું ફળ દેવને આપો દેવ ઊતરી આવશે. દુનિયામાં ધન એકઠું કરો તો તે બધું જતું રહે છે. પરંતુ, સ્વર્ગ માટે સંચિત કરેલું છે તેનો નાશ ન થાય.

**જિંદગીનું ગીત**

પાલ્તા-પાલ્તા જે ઉડી જાયે રો જુવેજા જીદગી
ડુઆઆ પલકારા મેં ઉડી જાયે રો જુવેજા જીદગી
જીદગયો મેં જીવીતે કેતોહો કોમાયે જુવેજા જીદગી
સેન્વાઆ તોઓ આખો આરી નાંય આવે જુવેજા જીદગી
મોગવાળયો જીદગયો મેં જીવૂહું મીલ્યોહો જુવેજા જીદગી
જોલ્મોંઓ આપું બાદે ઉયું નાંય રોણ્યે જુવેજા જીદગી
દેવોળો મેં જાઅનો કીહી ઠાક નાગે જુવેજા જીદગી
દુનીયાં મે એકે દીહી મોંઉનો હોયે જુવેજા જીદગી

**ભાવાર્થઃ** 'હે, મનુષ્ય! આ શરીર થોડા સમયનું છે. આંખના પલકારામાં ઉડી જશે જીંદગી. તારા જીવનમાં કેટલું કમાયો તે તારી પાસે નહિ આવે. દુનિયામાં એક દિવસ આ શરીર નો આત્મા નિકળી જાય તે સમજી લે તારી આ જીંદગીમાં.

**લોકવાર્તાઓઃ**

આદિવાસી સમાજનું આગવું અને વિશિષ્ટ સમાજમાં પંરપરાગત લોકકથાઓ, વાર્તાઓ, લોકગીતો, નૃત્ય, ચિત્રકળા, મૂર્તિકળા તે મૌખિક સાહિત્ય છે. જે વારસાગત પેઢી દર પેઢી ચાલતું આવે છે. તેના મૂળ સ્વરૂપે સંગ્રહાયેલ જોવા મળે છે. જેમાં જન્મથી મૃત્યુ સુધી વ્યકિત પરંપરાગત માળખામાં સમાજ પરંપરાઓની સઘળી વસ્તુઓ જાણે-અજાણે અપનાવતો જાય છે.

ડુંગરાભીલો વિકસિત સમાજનાં ઓછાંમાં ઓછાં સંપર્કમાં આવેલાં હોવાથી તેમનું જીવન અન્ય આદિવાસીઓ કરતાં વધારે ધબકતું અને લોક પરંપરાગત મળે છે. કલાકો સુધી નૃત્ય કરતો હોય તો પણ કોઈને કલ્પના ન આવે કે ભૂખ્યા પેટે આટલો નૃત્યમય બની જાય છે.

ડુંગરાભીલ લોકસાહિત્યમાં પરંપરાગત કથા-વાર્તાઓ ગવાય છે. કથાઓમાં ધાર્મિક કથાઓ મુખ્ય છે. બડવાઓ ઢાંક (દેવનું વાંજિત્ર) વગાડી આખી રાત કથાઓ કહેતા હોય, આસ-પાસનો માનવ સમુદાય એકચિતે સાંભળતો હોય, બે-ત્રણ વ્યકિતઓ હુંકારો આપવા બેસે છે. દીવાસાનાં સમયે પટેલનાં ઘરે

'મોર્ડનો' માંડે છે. બળવો ઢાંક વગાડી, ગાયણાં ગાતો જાય અને બધાં દેવ-દેવીઓની વાતો કહેતો જાય છે. એક બાજુ યુવાન-યુવતીઓ કરતાલ, (ઘૂઘરી) પેહા વગાડી ગીતો ગાય નૃત્યો કરે છે. આ સિવાય કેટલીક ધાર્મિક કથાઓ પોતાને ઘરે કોઈને બોલાવે ત્યારે કહેવામાં આવે છે.

પરંપરાગત કથાઓ ધાર્મિક અને લોકમનોરંજન માટેની અને પોતાના જીવનમાં સમજ આપતી લોક વાર્તાઓ છે. તેની કથાવસ્તુમાં દેવ-દેવીઓ, ખેતી જંગલ, જંગલી પ્રાણીઓ પક્ષીઓ, રાજા અને ખેડૂત, ભાઈ-બહેન, સિંહ અને માછલી, ગોવાળિયો બે વૃક્ષો, વૃદ્ધ ડોસો અને ડોસી, બાર પળિયાનો બહાદુર, બે ભાઈઓ, એક ડોસાની પાંચ પુત્રો વગેરે  કથા-વાર્તાઓમાં વણી લે છે. અહીં લોકકથાઓ નમૂનારૂપે આપી છે.

**રાજા કરણી**

એક ગામમાં ખેડૂતનું એક મોટું કુટુંબ રહેતું હતું. તે ખેડૂતને સાત દિકરા-વહુઓ હતી. સાતે ભાઈઓ વચ્ચે એક બહેન હતી તે અપરણિત હતી. આ આખાં કુટુંબનું ભરણપોષણ ખેતી કરીને તેનાં માતા-પિતા કરતાં હતાં. થોડા સમય પછી માંદગીનાં કારણે માતા-પિતા મૃત્યુ પામ્યાં.

ચોમાસાનો સમય આવ્યો. માતા-પિતા ન હોવાના કારણે ખેતીમાં કામ કરવાનો વારો સાતે ભાઈઓ પર આવી પડ્યો. એક દિવસ સાતે ભાઈઓ હળલાકડાં તૈયાર કરીને પોતાનાં સીમવાળાં ખેતરે ખેડવા માટે ગયા. તેમનાં ભોજન માટે સાતેય વહુઓ માટલાં ભરીને પાણી, ટોપલાં ભરીને જમવાનું, સૂકાં ઘાસના

પૂળાંનાં ભારાં બાંધીને ખેતરે આપવા જાય છે. બપોરનો સમય થાય એટલે હળલાકડાં છોડીને બળદોને એક ઝાડ નીચે બાંધે છે. બળદોને ખાવા માટે ઘાસ આપે છે. એક બાજુ તેઓ જમવા બેસે છે. ટોપલાં ભરેલું ભોજન બધાંને પેટ ભરીને જમવા માટે પુરૂં ન થયું. બળદોને લાવેલ ઘાસ પણ પેટ ભરીને ન મળ્યું. માટલામાં લાવેલ પાણી પણ પુરૂં ન થયું. વહુઓ ખેતરેથી ઘરે પાછી જતી રહે છે.

સાતેય ભાઈઓ કામ પુરૂં કરીને સાંજે ઘરે આવે છે. સાતેય ભાઈઓ પોતાની પત્નીઓને કહે છે કે, 'કાલે બપોરે તમારે કોઈને ભાત લઈને આવવાનું નથી. પરંતુ અમારી નાનકડી બહેન એકલી ભાત લઈને આવશે.'

બીજા દિવસે બધા ભાઈઓ પોતાના હળલાકડાં તૈયાર કરીને ખેતર ખેડવા માટે જાય છે. ત્યારે તેમની નાની બહેન માથે સૂકા ઘાસનો પૂળો, એક હાથમાં ભાત, બીજા હાથમાં લોટો ભરીને પાણી લઈ જાય છે. બપોરનો સમય થાય છે. સાતેય ભાઈઓ હળલાકડાં છોડીને બળદોને ઝાડ નીચે બાંધે છે. બહેન ઘાસનો એક પૂળો ચૌદે બળદોને વહેંચી આપે છે. બીજી બાજુ ભાઈઓ જમવા બેસે છે. ભાઈઓ વિચાર કરે કે, 'અમારી પત્નીઓ માટલાં ભરીને પાણી, ટોપલાં ભરીને રોટલાં, ઘાસનાં મોટાં મોટાં ભારાં લાવતી હતી. બહેન આજે એક ઘાસનો પુળો, એક રોટલો અને એક લોટો પાણી લાવી છે. તો તે કોને કોને આપશે ? કેટલું કેટલું મળશે ? આવા વિચારમાં ભાઈઓ પડી જાય છે.

બહેન ભાઈઓને જમાડે છે. તેમાં એક રોટલાના આઠ ટુકડા કરે છે. સાતેય ભાઈઓને એક એક ટુકડો આપે છે અને આઠમો ભાગ જાતે લે છે. તે ભાઈઓને જમવા માટે કહે છે. આઠે ભાઈ-બહેન જમે છે.

એક એક ટુકડામાં ભાઈઓનું પોષણ થઈ જાય છે. તેથી, તેઓને ખૂબ જ સંતોષ થાય છે. બહેન લોટો ભરેલું પાણી જમીન ઉપર ઢોળતા જ તેમાંથી કોતર ભરીને પાણી વહેતું થઈ જાય છે. બધા ભાઈઓ અને બળદો ને પેટભરીને પાણી પીવા મળે છે. ભાઈઓ વિચારમાં પડી જાય છે. 'અમારી પત્નીઓ ટોપલાં ભરીને ખાવાનું, ઘાસ, પાણી લાવે તો પણ પુરૂં ન થાય અને બહેન  આટલું જ લાવી તો સાત ભાઈ-બહેન અને ચૌદ બળદોને સંતોષ થઈ ગયો.' તેથી ભાઈઓ ખૂબ ખુશ થઈ ગયા.

ખેતરના છેડે એક વડલાનું વૃક્ષ હતું. ત્યાં ભાઈઓ વડની વડવાઈઓથી હિંચકો બાંધી આપે છે. અને બહેનને હિંચકે બેસાડી હિંચકો ખાવા કહે છે. ત્યારે બહેન બેઠી બેઠી હિંચકા ખાઈ છે. અને ભાઈઓ ખેતરમાં હળલાકડાં ચલાવે છે. થોડા સમય પછી કરણી રાજા અને તેના સૈનિકો જંગલમાં શિકાર માટે ગયેલાં હોય તે ત્યાં પાણી શોધતા શોધતા આવી ચઢે છે. રાજા ભાઈઓને પાણીની વાત પૂછતાની સાથે જ હિંચકે બેસેલી છોકરી પર રાજાની નજર પડે છે. રાજાએ પૂછ્યું. આ હિંચકે બેસેલી છોકરી કોણ છે ? હિંચકે શા માટે બેસી છે? ત્યારે ભાઈઓ જવાબ આપે છે, 'એ અમારી બહેન છે' અને કહ્યું કે, 'અમારી સાતેય પત્નીઓ અમારાં માટે માટલાં ભરીને પાણી લાવે, ટોપલાં ભરીને રોટલા લાવે, અને ઘાસનાં મોટાં મોટાં ભારા લાવે છતાં, અમારું અને બળદોનું ખાવાનું પુરૂં થતું ન હતું. પરંતુ, એક રોટલો, એક લોટો પાણી, એક પૂળો ચારો લાવી છતાં અમારું પોષણ થઈ ગયું. લોટો ભરીને પાણી જમીન પર રેડવાથી ત્યાં કોતર ભરી વહેતું પાણી વહેવા લાગ્યું. બહેનને હિંચકે બેસાડીને ઝોલા નાખીએ છીએ.' આ બધી વાત સાંભળી કરણી રાજાને વાત ગમી ગઈ અને સાતેય ભાઈઓને મારી નાખવા પોતાના સૈનિકોને હુકમ કર્યો.

સાતેય ભાઈઓના માથા કાપી જોહરા સાથે બાંધી દીધા. રાત્રિના સમયે બે બળદો ઘરે પહોંચ્યા ત્યારે તેમની પત્નીઓને ખબર પડી કે અમારા પતિઓને મારી નાખ્યા છે.

મોટાભાઈની પત્ની સગર્ભા હતી, તેને નવમો મહિનો ચાલતો હતો. તેને થોડા દિવસો પછી સુવાવડ થઈ છોકરાનો જન્મ થયો. ધીરે-ધીરે છોકરો મોટો થયો તેની ૨૦ વર્ષની ઉંમર થઈ. છોકરો શિકાર કરવા નદી કિનારે બેઠો. ત્યાં એક સ્ત્રી પાણી ભરવા માટે આવી. ત્યારે જ એક હોલી નામના પક્ષી પર નજર પડી અને તીર કામઠું ચઢાવી ને હોલી પર નિશાન તાકીને તીર ચલાવ્યું સ્ત્રીનાં પાણી ભરેલાં માટલાં પર તીર વાગ્યું અને માટલું તૂટી ગયું. ત્યારે પેલી સ્ત્રીએ ગુસ્સો કરીને પેલા છોકરાને કહે છે કે 'તારા બાપ અને કાકાઓને' કરણી રાજાએ મારી નાખ્યા અને તારી ફોઈને લઈને જતાં રહ્યાં, તેને તું કશું જ કરતો નથી. હું ગરીબ રંડાયેલી સ્ત્રી છું મારું માટલુ તોડી નાખ્યું? આમ સ્ત્રી બોલી એટલે છોકરો ઘરે ગયો. ખાટલામાં જઈ ઊંઘી ગયો. તેની મા, કાકીઓ ખાવાનું આપે તો તે ખાતો નથી. છોકરો તેમને પૂછે છે કે, 'કરણી રાજા મારા બાપા અને કાકાઓને મારી નાખી અને ફોઈને ઉપાડી ગયો. રંડાયલી સ્ત્રીએ મને કહ્યું. છોકરો માતા અને કાકીઓ ને કહે છે કે, મને એક લાડવો બનાવી આપો. દૂધીના તુંબડામાં બિયારણ આપો. તેની માતા અને સાથે કાકીઓ વાંસ, સાગ, વગેરે બિયારણ આપ્યું. છોકરાએ ઘરમાં એક લોટો પાણી ભરીને મૂક્યું, તે કહે છે કે, 'લોટામાં ભરેલું પાણી લોહી થઈ જાય તો હું પાછો ઘરે નહિ આવું, જો લોટામાં ભરેલું પાણી, પાણી જ રહેશે તો હું ઘરે પાછો આવીશ. આમ, બોલીને છોકરો ફોઈની શોધ-ખોળ કરવા જંગલોમાં નીકળી પડે છે. રસ્તામાં પશુઓ ચરાવતાં ગોવાળિયા અને ગોહરી મળે છે. તેમને છોકરો પૂછે

છે.'

ઓ ભેંસો ચારતા ગોવાળિયા રે લોલ
ઓ ભેંસો ચારતા ગોવાળિયા રે લોલ
નવી રાણી બનાવી તે કેટલે દૂર રે લોલ
ડાબી મેલી ડુંગરીએ તે કેટલે દૂર રે લોલ
જાબું મોરાયા ત્યાં નીચે રે લોલ
ઓ ગાયો ચારતા ગોવાળિયા રે લોલ
નવી રાણી બનાવી તે કેટલે દૂર રે લોલ
ડાબી મેલી ડુંગરીએ રે લોલ
ઊંટ ચારતા ગોવાળિયા રે લોલ
ઓ, બકરાં ચારતાં ગોવાળિયા રે લોલ
નવી રાણી બનાવી તે કેટલે દૂર રે લોલ
ઓ ઘેંટા ચારતા ગોવાળીયા રે લોલ
ડાબી મેલી ડુંગરીએ રે લોલ

છોકરો કરણી રાજાના કૂવાને કાંઠે જઈ બેઠો હતો. એટલામાં નવી રાણીને સ્નાન કરાવવા માટે તેમની નોકરાણીઓ પાણી લેવા માટે કૂવે આવે છે. પાણી ભરેલાં માટલાં ચઢાવવા નોકરાણીઓએ છોકરાને

બોલાવ્યો, ત્યારે પેલો છોકરો મંત્ર બોલ્યો, 'હે રાજા ફાન્ટા અને ગાંડા ઠાકુર ખરેખર મારી ફોઈ કરણી રાજાને ઘેર હોય તો આ માટલું ઘૂંટણ સુધી ચઢશે.' એવી પ્રાર્થના કરતો હતો. છોકરા પાસે તેની ફોઈની વીંટી હતી. તે વીટી પાણી ભરેલું માટલું ચઢાવતી વખતે માટલામાં નાખી દીધી. નોકરાણીઓએ નવી રાણીને સ્નાન કરવા માટે કુંડીમાં પાણી રેડ્યું, તેમાંથી વીંટી પડી અને રાણી હાથમાં લીધી અને વિચાર કરે કે, 'આ વીંટી તો મારી છે. અહીંયા કેવી રીતે આવી. રાણીએ નોકરાણીઓને પૂછ્યું, કૂવાની કાંઠે એક અજાણ્યો છોકરો બેઠો છે. ત્યારે રાણી ઊભી થઈને કૂવે પહોંચી. છોકરાને પૂછે છે કે, 'તું કયાંથી આવ્યો ?' ત્યારે છોકરો કહે છે કે, 'મારા પિતા અને કાકાઓને કરણી રાજા મારી નાખ્યાં અને ફોઈને લઈને ભાગી ગયાં હતાં એટલે હું મારી ફોઈને લેવા આવ્યો છું. રાણીને છોકરો કહે છે કે, 'તું ઘરે ચાલ,' 'મને રાજા હવે ઘરે નહીં આવવા દે, તને પણ મારી નાખશે.' ફોઈ છોકરાને અંદર લઈ જાય છે. છોકરાને કહે છે કે, 'રાજાનાં ઘરે કંઈપણ ખાવાનું, પીવાનુ આપે તે તું પીતો ન હોય, નહીં તો તને મારી નાખશે.' આમ ફોઈ છોકરાને શીખવાડી દે છે. છોકરો રાજા ને ઘરે જાય છે ત્યારે રાજા છોકરાને બોલાવે છે અને કહે છે કે, 'તું કયાથી આવ્યો ?' છોકરો રાજાને કહે છે કે, 'મારા પિતાને અને કાકાને રાજાએ મારી નાખ્યા હતા અને મારી ફોઈને લઈ ભાગી ગયા હતા.' આમ સાંભળી રાજા એક યોજના બનાવી. બધાં સિપાહીઓને બોલાવ્યાં અને સિપાહીઓને કહ્યું કે, 'આ છોકરાને જંગલમાં શિકાર કરવા માટે લઈ જાઓ.' છોકરાને હાથમાં બંદૂક તથા મોટું પાળિયું આપ્યું. તે સિપાહીઓની સાથે જંગલમાં શિકાર માટે જાય છે. છોકરાને એક ઊંડી ખીણમાં લઈ જાય અને જાનવરો આવશે તો આ છોકરાને ખાઈ જશે. એવું સિપાહીઓ નક્કી

કર્યું. છોકરાને એકલો મૂકી સિપાહીઓ આમ-તેમ જંગલમાં જતાં રહ્યાં. છોકરા પાસે બંદૂક અને પાળિયુ હતાં તે લઈને તરત જ રાજાના ઘરે પહોંચી ગયો. મોટી રાણીનું માથું કાપી ચૂલા પર લટકાવી દીધું. ખૂબ લોહી ટપકવા લાગ્યું અને બિલાડીને પથ્થરની ઘંટડી ખીલા સાથે દોરી વડે બાંધી હતી. લોહી ટપકતું હતું તેને ખાવા માટે બિલાડી આમ-તેમ ફરે એટલે ઘંટડી વાગતી હતી. છોકરો ફોઈને લઈને ભાગી ગયો. સિપાહીઓ જંગલમાંથી ઘરે આવ્યા અને રાજાને કહે છે કે, 'પેલાં છોકરાને જાનવરો ખાઈ ગયા છે.' રાજાએ ખુશ થઈને તેમને જમવા માટે જવાનું કહ્યું. બધાં સિપાહીઓ જમવા માટે રસોડામાં જાય અને જુએ તો મોટી રાણીનું માથુ કાપીને ચૂલા પર લટકાવેલું જોયું. સિપાહીઓ રાજાને કીધું કે, 'મોટી રાણીનું માથું કાપીને ચૂલા પર લટકે અને બિલાડીને ગળે ઘંટી બાંધી છે.' તરત જ રાજાએ સિપાહીઓને હુકમ કર્યો કે, 'ઘોડાઓ તૈયાર કરો. સિપાહીઓ છોકરાને પકડવા માટે પાછળ પડ્યાં.'

**ગીત**

ઓ ભત્રીજા રે લોલ ઓ ભત્રીજા રે લોલ
ઘોડાના પગલાં વાગે રે લોલ...(૨)
ઓ કોએજી રે લોલ ...(૨)
ડુંગર માયના રૂજળાના પગલા વાગે રે લોલ
ઓ ભત્રીજા રે લોલ ઓ ભત્રીજા રે લોલ

ઓ ફોયજી રે લોલ ઓ ....(૨)
કાળી વાદળી ઝબુકે રે લોલ...(૨)

ભત્રીજો ફોઈને ત્યાં દૂધીના તુંબડામાં બિયારણ લઈ ગયો હતો. તે વાંસનું બિયારણ નાખ્યું અને વાંસ બની ગયાં. કરણી રાજા છોકરાને પકડવા માટે આવતાં ત્યારે છોકરો ખેરનું બિયારણ નાખ્યું અને તરત જ ખેરનાં ઝાડ બની ગયા. કોઈથી અંદર જઈ ન શકાય એવું ગાઢ જંગલ બની ગયું. પરંતુ રાજાના સિપાહીઓ તલવાર વડે ઝાડવાઓ કાપી આગળ વધવા લાગ્યા. છોકરાની નજીક આવી ગયાં. છોકરા દૂધીના તુંબડામાંથી બિયારણ લઈ ગયો હતો, તેમાં પાણી હતું તે જમીન પર ઢોળી દીધું અને દરિયો બની ગયો.

કરણી રાજા અને છોકરા વચ્ચે યુદ્ધ શરૂ થયું. રાજાના બધાં સિપાહીઓને મારી નાખ્યાં. ફોઈ છોકરાને કહે છે કે, 'લીલી ટોપી, કાળી ટોપીવાળો તારો ફુવો છે એને ના મારતો. આ વાત સાંભળી એટલે છોકરાને નહીં ગમ્યું, આટલું બધું દુઃખ સહન કરીને અહીં સુધી આવ્યો અને હજુ તું એની બાજુ બોલે છે? આમ ગુસ્સો કરીને ફોઈનું માથુ કાપી ખેતરે જ્યાં એમનાં બાપ, કાકાઓને મારી નાખ્યા ત્યાં કોઈ પથ્થરો, રાફડોની ઢગલીઓ બની ગઈ હતી. તેનાં પર ફોઈનાં માથાનું લોહી ટપકાવ્યું. ઘર આંગણે જઈને પણ લોહી ટપકાવ્યું. તે જગ્યા પર એક છોડ ઊગી નીકળ્યો.

રાત્રિના સમયે છોકરાને સ્વપ્ન આવ્યું કે, બાપુજી, કાકાઓ ઘરના આંગણે દરવાજે ઊભા દેખાયા. સ્વપ્ન સાચું પડ્યું અને ખરેખર આવીને ઊભાં હતાં. છોકરાએ પૂછ્યું, 'તમે કોણ છો ?' સાત ભાઈઓએ જણાવ્યું કે, એમ સાત ભાઈઓ છીએ અમને કરણી રાજાએ મારી નાખ્યાં અને તારી ફોઈને ઉપાડી ગયાં

હતાં. 'છોકરાને હાથમાં પરીયું લીધું અને ઘરના આંગણાંમાં એક વૃક્ષનો પીલો નીકળ્યો હતો તેને કાપી નાખ્યો તેમાંથી પાણીની સાત ધાર નીકળી ત્યારે છોકરાને ખબર પડી કે મારી ફોઈને ખરેખર સાત ભાઈઓ હતા. છોકરો પેલા કાકાઓને પૂછે છે કે, 'મારું નામ શું છે?' પરતું, તેનું નામ કોઈ પાડ્યું ન હતું. છોકરો જાતે જ બોલે છે કે, 'મારું નામ કનૈયો છે.' આમ બધા ભાઈઓ ભેગા મળીને ફરી જીવન જીવવા લાગ્યાં.

**(૨) ભાઈ-બહેન**

બે ભાઈ-બહેન હતાં. તેઓ નદીએ દરરોજ સ્નાન કરવા માટે સવાર-સાંજ જતાં હતાં. નદીમાં બન્ને વારાફરતી સ્નાન કરતાં હતાં. તેમાં બહેન દરરોજ પાછી સ્નાન કરે અને ભાઈ દરરોજ પહેલાં સ્નાન કરે. એક દિવસ એવું બન્યું, બહેને પહેલાં સ્નાન કર્યું અને ભાઈએ પછીથી સ્નાન કર્યું. આ સમય દરમિયાન બહેનના માથમાંથી એક સોનાનો વાળ ઉખડીને નદીમાં વહે છે. જયાં પાછળના ભાગે ભાઈ સ્નાન કરે ત્યાં તેના હાથમાં આવી જાય છે. ત્યારે ભાઈ બોલે છે, ઓ...હો...હો...હો. આ સોનાના વાળવાળી છોકરી કોણ છે ? તેઓ બોલે છે કે, 'હું લગ્ન કરું તો આ સોનાના વાળવાળી છોકરી સાથે લગ્ન જ. આ સમય દરમિયાન નદીના કિનારે એક બિલાડી ધ્યાન પૂર્વક સાંભળતી હતી.

ભાઈ-બહેન નદીએ સ્નાન કરીને ઘરે જાય છે. ભાઈ ઘરમાં કોઈને બોલે-ચાલે નહીં અને ખાટલામાં જઈને ઊંઘી જાય છે. તેની માતા પુત્રને પૂછે છે કે, 'બેટા તું દરરોજ ખુશીમાં રહે છે, આજે કેમ ઉદાસ છે.' પુત્ર ધીમા અવાજે માતાને કહે છે કે, અમે બન્ને ભાઈ-બહેન રોજ સ્નાન કરવા જઈએ. પરંતુ, આજે






સ્નાન કરતા સમયે મારા હાથમાં એક સોનાનો વાળ આવી ગયો ત્યારે જ મેં નક્કી કર્યું કે, જો લગ્ન કરું તો જેના માથામાં સોનાનો વાળ હોય તેની સાથે જ. માતા ને આ બધી ખબર પડી જાય છે કે, પોતાની બહેનને જ સોનાના વાળ છે. તેની માતા આખા ગામમાં જૂ કાઢવાનાં બહાને સોનાનાં વાળવાળી છોકરી શોધે પણ મળતી નથી. સાંજે મોટાભાઈ અને ભાભી છાશ વલોવે ત્યાં પેલી બિલાડી એક ખૂણે બેઠી હતી. થોડા સમય પછી બિલાડી બોલે છે :

**ગીત**

ભાભીને દાદો છાશ તાંણે
માખણ આપે તો એક વાત કરું
ત્યારે ભાભી ખીજાયને બોલે છે
લરે લે તારા બાપની બાયડી
માખણ ખાયને એક વાત કે
ભાભી બિલાડીને વાટકીમાં માખણ ખાવા આપે
બિલાડી માખણ ખાયને બોલે છે
એક ભાઈ બહેનનું લગ્ન થવાનું છે

સોનાના વાળ વાળી સોનલ બિલાડીની વાત સાંભળી જાય છે. તે બાર ગામ દૂર જઈને એક થંભ






ઘડાવીને તેના પર ચડી ગઈ. તેના પિતા એક ગામથી બીજે ગામ દીકરીની શોધખોળ કરતાં ત્યાં પહોંચે અને પિતા દીકરીને થંભ પરથી ઉતારવા ગીત ગાય છેઃ

નીચે ઉતરો મારી સોના બેટી
આ માણસોની વાતો જૂઠી રે લોલ
નઈ ઉતરું રે, નઈ ઉતરું રે લોલ
આજે મારા પિતા શે
કાલે મારા સસરા થવાના રે લોલ
વધારે ઊંચો મારે ઘેરે થંભ
શરમાઈ આખી દુનિયા રે લોલ
નીચે ઉતરો મારી સોના દિકરી
આ માણસોની વાતો જુઠી રે લોલ
નઈ ઉતરુ રે, નઈ ઉતરૂ રે લોલ
આજે મારી માતા શે
કાલે મારી સાસુ થવાની રે લોલ
વધારે ઊંચો મારે ઘેરે થંભ
શરમાઈ આખી દુનિયા રે લોલ

નીચે ઉતરો મારી સોનાબેન
નઈ ઉતરું રે, નઈ ઉતરું રે લોલ
આજે મારા મોટાભાઈ શે
કાલે મારા જેઠ થવાના રે લોલ
નીચે ઉતરો મારી નંણદ
નઈ ઉતરું રે, નઈ ઉતરું રે લોલ
આજે મારા ભાભી શે
કાલે મારા જેઠાણી થવાના રે લોલ

ઘરના માતા-પિતા, ભાઈ-ભાભી નીચે ઊતારવા આજીજી કરે છતાં તે ઉતરતી નથી. છેલ્લે તેનો નાનો લાડકવાયો ભાઈ આવે છે. ત્યારે બહેન પોતાની સાડીનો છેડો થંભ ઉપરથી નીચે ઉતારીને લાડકવાયા ભાઈને ઉપર ચડાવી લે છે. થોડા સમય પછી બહેન આજુબાજુ જોઈને નીચે ઉતરી બહેન ભાઈને લઈને આગળ વધે છે, ઘર તરફ પાછી વળતી નથી. રસ્તામાં ચાલતાં-ચાલતાં ભાઈને તરસ લાગી ભાઈ બહેન ને કહે, બેન-બેન પાણી પીવું છે ત્યારે બહેન બોલે છે, 'જો પેલી પાણીની વાવ દેખાય ત્યાં બધા પાણી ભરે તે જગ્યાએ જઈને પાણી માગે ત્યારે પાણીવાળાએ છોકરાને પૂછે પેલાં ઝાડ નીચે બેઠી છે એ કોણ છે ? તો છોકરો કહે એ મારી બહેન છે. તારી બહેન અમને આપી દે તો તને પાણી આપીએ. આ સાંભળી પાણી પીધા વગર આવતો રહે છે. ફરી પાછો બહેનને કહે, 'મને ખુબ ભૂખ લાગી બહેન ભાઈને કહે,

પેલા આંબાની કેરી વીંણે ત્યાં જા, તને ખાવા કેરી આપશે.' તે આંબા નીચે જઈ કેરી માંગે છે. ત્યારે એ લોકો કહે, પેલી ઝાડ નીચે બેઠી છે તે કોણ છે? 'એ મારી બહેન છે.' 'તારી બહેન અમને આપે તો કેરી આપીએ.' એક વડના છાયડાં નીચે બન્ને બેસે છે. ભાઈ બહેનના ખોળામાં માથું રાખીને આરામ કરતા ભાઈને ઊંઘી જાય ત્યારે અચાનક રાજા પોતાની સેના લઈને આવે છે. આ બન્ને વડલાના છાંયડામાં બેઠેલાં જોયાં. રાજા કહે આ આપણી રાણી થાય એવી દેખાય છે તેને ઉપાડી જાય છે. ઉપાડતાંની સાથે બહેન પોતાનાં હાથની આંગળીમાંથી કાકણી (વીટી) કાઢી પોતાના ભાઈની આંગળીમાં પહેરાવી દે છે. થોડી વાર પછી ભાઈ જાગી જાય આજુબાજુ જુએ તો સુમસામ ! ભાઈ બહેનની શોધમાં નીકળતા ગીત ગાય છે

હાથની કાંકણી લો રે બેન
સાની માની બેન દેખો દે
સાની માની કઈની જાણુ
કટકો રોટલો લે સોરા

ભાઈ એક ગામથી બીજે ગામ બીજે ગામથી ત્રીજે ગામ આમ બહેનની શોધ કરે છે. ત્યાં રસ્તામાં એક મોટો મહેલ આવ્યો ત્યાં જઈને બોલે છે

હાથની કાંકણી લો રે બેન
સાની માની બેન દેખો દે

અવાજ સાંભળીને રાણી બહાર આવી પોતાના ભાઈને ઓળખી કાઢી તેને મહેલમાં લઈ જાય. રાજા






પોતાની સેના લઈને બહાર ગામ ગયેલા હોય છે. ભાઈ મહેલમાં જતાં પહેલા વિચાર કરે ત્યારે બહેન ગીત ગાય છે.

કાંઈ ઝાંપલિયામાં ઝાંપલિયામાં
હીરુંડાં ભરેલા મારાં ભાયાજી
કાંઈ હિયાની હિયાની હરે મારાં ભાયાજી
કાંઈ ખાંટલિયા ખાંટલિયામાં
હિરુંડાં ભરેલાં મારાં ભાયાજી
કાંઈ હિયાની હિયાની હરે મારા ભાયાજી
કાંઈ પાણીલા પાણીલામાં
હિરુંડાં ભરેલાં હિયાની હરે મારાં ભાયાજી
કાંઈ ખાંવલીયામાં ખાંવલિયામાં
હિરુંડાં ભરેલાં મારાં ભાયાજી
કાંઈ હિયાની હિયાની હરે મારાં ભાયાજી

ભાઈ બહેનને તૈયાર કરી મહેલમાંથી રાજાનો દુબળો ઘોડો, એક સાવરણી, સાવરણો, સાંબેલું અને લોટો ભરી  પાણી લીધું. મહેલમાં એક કૂતરી અને બિલાડી હતી. કૂતરીને ઘંટીના ખીલડે બાંધી, બિલાડીને મારી ચુલા ઉપર લટકાવી. ચુલામાં દેવતા સળગાવી તવો મૂક્યો. બિલાડીનું લોહી તવામાં પડવાથી ચુણ-






ચુણ એવો અવાજ થાય અને કૂતરીને ઘંટીના ખીલડે બાંધવાથી કૂતરી કૂદે ત્યારે ઘંટી ફરે છે. આમ કરી એ ભાઈ બહેનને લઈને મહેલમાંથી નીકળી જાય છે. થોડી વારમાં રાજા સેના લઈને આવે છે. રાજા કહે છે, ‘ઓ હો..હો...આજે નવલી રાણી વળાંના ભાણાં બનાવે રાજા મહેલમાં જાય છે. ત્યાં જઈને જુએ છે તો ઘંટી પર કૂતરી બાંધેલી નજરે ચડી અને ચૂલા પર બિલાડી લટકેલી જોઈ મહેલ સુમસામ. આ જોઈ રાજા પાછો સેના લઈને રાણીની શોધમાં નીકળે. ઝાડી ઝાંખરા ને સાફ કરીને રાજા આગળ ચાલે. સેના આવતી જોઈને ભાઈ સાવરણી નાખી દે છે. જ્યાં જુઓ ત્યાં સીંધાજ સીંધાજ, આ બધું કાપી-કાપીને સેના આગળ વધી. ભાઈ સાવરણો નાખે જ્યાં જુએ ત્યાં વાંસના વાંસ કાપીને આગળ વધે. સાંબેલું નાખે ને જ્યાં જુઓ ત્યાં ખેરના ઝાડ, તેને કાપી કાપીને સેના આવે. લોટીમાં હતું તે પાણી ઢોળી દીધું ત્યાં દરિયો બની ગયો. દરીયાનું પાણી ઓછું કરીને રાજા પાછળ-પાછળ આવે, આ જોઈને બહેન ગીત ગાઈ છેઃ

ભાયા રે લોલ ભાયા રે લોલ
તારા બનેવીનાં ઘોળીલાનાં
ખરીયા ખકવેરે લોલ
બેની રે લોલ બેની રે લોલ
પેલા આકાશી બળામે
મેહુંલો ગાજે રે લોલ
ભાયા રે લોલ ભાયા રે લોલ

તારા બનેવીના ઘોળીલાની
આંખો ઝબુકે રે લોલ
બેની રે લોલ બેની રે લોલ
પેલા આકાશી બળામાં
વીજળી ઝબુકે રે લોલ
ભાયા રે લોલ ભાયા રે લોલ
લીલી ટોપી વાળો, રાતલી ઘોડી વાળો
તારો બનેવી આવે રે લોલ
બેની રે લોલ બેની રે લોલ
એ રાજાને પેલો ઉડાવુ રે લોલ

આમ કરતાં રાજા અને ભાઈની લડાઈ શરૂ થાય, ભાઈ રાજાનું માથુ કાપી નાખે. બહેન ખોળામાં માથું રાખીને રડે છે. ભાઈ કહે છે, ‘ઓ..હો...હો...આટલી બધી તારાં માટે મેં કષ્ટી વેઠી છતાં હજુ તું રાજાની થાય છે.

આમ કરીને ભાઈ ગુસ્સે થઈ પોતાની બહેનને મારી નાખી પોતે પોતાના દેશમાં જતો રહે છે.

(૩) **સિંહ અને માછલી**

દરિયા કાંઠે એક વિશાળ જંગલ હતું. આ જંગલમાં એક સિંહ રહેતો હતો. નજીકના દરિયામાં એક મોટી માછલી રહેતી હતી. તે દરિયાની રાણી હતી. તેને પોતાની શક્તિનું અભિમાન હતું. સિંહ પણ ખૂબ જ અભિમાની હતો.

સિંહ અને માછલી વચ્ચે ખૂબ સારી દોસ્તી હતી. બંન્ને એક બીજાને કહેતા કે, જ્યારે પણ મુસીબત આવે ત્યારે એકબીજાને મદદ કરીશું. જયારે કોઈ મુસીબત આવે ત્યારે બૂમ પાડવાની. જેથી તેને ખબર પડે.

એક દિવસ જંગલમાં મોટા હાથીઓએ સિંહને હેરાન કર્યો. હાથી ખૂબ જ શક્તિશાળી સિંહ માટે ખૂબ જ મુસીબત હતી. છેવટે સિંહે માછલીની મદદ માંગી, માછલી તો દરિયા કાંઠે આવી તો ગઈ. પરંતુ, માછલીને પાણીમાંથી બહાર નીકળી શકાય એમ નથી. હાથી સાથે લડતા લડતા સિંહ હારી ગયો.

એક દિવસ એવું બન્યું કે દરિયાના પૂરમાં માછલી ફસાઈ ગઈ એટલે માછલી ને પેલી વાત યાદ આવી ગઈ. સિંહ પાસે મદદ માગી. સિંહ દરિયાકાંઠે આવી ગયો પણ પાણીમાં જઈ શક્યો નથી.

**બોધઃ-** ગમે તેટલા શકિતશાળી હોય તો તેને અભિમાન કરવું ન જોઈએ.

### (૪) બાર ફળિયાનો બહાદુર

એક બાર ફળિયાનું ગામ હતું. એ ગામમાં એક બહાદુર વ્યકિત રહેતો. તેની પત્ની દરરોજ સવારે પાણી ભરવા નદીએ જાય. પાણી ભરીને ઘરે આવે ત્યારે બારણામાં ઊભી રાખે અને કાનમાં કડી પહેરેલી હોય તેમાં તીર સરકાવે છે. આવું દરરોજ કરે છે. આ સ્ત્રીનું શરીર નબળું પડતું જાય છે. ગામની સ્ત્રીઓ

નદીએ પાણી ભરે ત્યાં ભેગી થઈ વાતો કરે. બહાદુરની પત્નીને કહે છે કે, 'તારાં ઘરમાં સુખેથી ખાવાપીવાનું ઘણું છે છતાં તું કેમ રોજે રોજ નબળી પડતી જાય છે. અમે તો દરરોજ લાકડાં વેચીને ઘર કુટુંબ ચલાવીએ તો પણ નબળા દેખાતા નથી.'

બહાદુરની પત્ની કહે કે, 'હું પાણી ભરીને ઘેર જઉં છું ત્યારે મારો પતિ બારણે ઊભી રાખીને કાનની કડીઓમાં તીર સરકાવે, મને વાગી જશે એવી બીક લાગે એટલે હું નબળી પડું છું. 'ગામની સ્રીઓએ કહ્યું કે, 'તારે તારાં ઘરે જઈને તારા પતિને કેહવાનું કે તારા જેવા બહાદુર દુનિયામાં ઘણાં. 'એવું પોતાની પત્નીએ કહ્યું. બહાદુર હાથમાં તીરકામઠી લઈને દુનિયામાં મારા જેવા બહાદુર કોણ છે એમ કહીને શોધવા નીકળી ગયો. રસ્તામાં નદી આવી ત્યાં રેતીની ઢગલી પર એક બહાદુર બેઠો હતો. તે પૂછ્યું, 'ઓ જવાવાળા મને જોતો જા,' બહાદુર કહ્યું, તને જોવે છે પણ આગળ જવું છે. બાવળના કાંટાના ઢગલા પર એક બહાદુર બેઠો હતો. બહાદુરને આવતા જોઈને કહ્યુ, કે, ઓ, જવાવાળા! જવાનું હોય ત્યાં જજો પણ મને જોતો જા. તેને જોયો તો બાવળાના કાંટાના ઢગલામાં ગલુકા કરતો હતો. તું ખુશ થઈને હશે પણ મારે આગળ જવું એમ કહીને બહાદુર ચાલ્યો ગયો.

રસ્તામાં એક ડુંગર આવ્યો તેના ઉપર એક વ્યકિત ગાય, બકરાં ચરાવતો હતો. બહાદુરને જોઈને કહ્યું કે, 'તને જોવું છું પણ મારે આગળ જાવું છે.' આગળ જતાં એક વ્યકિત બાર મહેલનાં બંગલાને ટેકો આપીને ઉભો હતો. બહાદુરને બોલાવીને કહ્યું કે, 'મારે દાતણ ભાંગવા જવું છે, થોડીવાર તું મહેલને ટેકો આપને, આ વાત સાંભળીને બહાદુર ટેકો આપે છે. તે દાતણ ભાંગવા ગયો. દાતણ ભાગે ના ભાંગે એવામાં પેલો

બહાદુર બાર મેળાનો બંગલો પાડી દીધો એટલે જે દાતણ ભાંગવા ગયો તેણે કહ્યું કે, મેં આખી રાત બંગલાને ટેકો આપ્યો અને તે થોડીવારમાં પાળી દીધો. આમ કહીને બહાદુરે પેલાને ભગાડી મૂક્યો. જેટલાં રસ્તામાં બહાદુરો મળ્યાં હતાં. તેટલાં બધાં જ બહાદુરને દોડી પડ્યાં. બહાદુર ઘરે જતો રહ્યો અને પહેલાનાં સમયના બહાદુર કસોટા પહેરતાં હતા તે કસોટો કાઢી નાખ્યો. પોતાની પત્ની ઘંટીએ દળતી હતી. ત્યાં જઈને પત્નીનાં સ્તન મોંમાં નાખ્યાં. જે પાછળ દોડીને પડ્યા હતાં. તે ઘરે આવીને પૂછ્યું, આ ઘરમાં માણસ ભાગીને આવ્યો તે ક્યાં ગયો? બહાદુરની પત્નીએ જવાબ આપ્યો, બાળક એકલું છે એનો બાપ મચ્છરનું સાબળુ કાળવા ગયો છે. જે પાછળ આવેલા બહાદુરો બોલે છે છોકરાની ગાંડ, માથે વાળ આવેલા છે તો એનો બાપ કેવો હશે અમે કહીને જતા રહ્યાં.

**(૫)દિયર-ભાભી**

એક ડોસાને બે દિકરા હતાં. મોટા પુત્રનાં લગ્ન થયેલાં નાનો પુત્ર કુંવારો હતો. થોડા સમય પછી માતા-પિતા મરી ગયાં તેથી મોટાભાઈ-ભાભી સાથે નાનોભાઈ રહેતો. એક દિવસ મોટાભાઈ પોતાની પત્નીને નાનાભાઈને સ્નાન કરાવવા કહ્યું. ભાભી ઉકાળેલા પાણીમાં મરચું નાખીને સ્નાન કરાવે છે. આવું દરરોજ રીતે સ્નાન કરાવે એટલે કંટાળીને ડુંગર ઉપર ચડી જાય. ત્યાં તેને પવન લાગે એટલે શરીરને ઠંડક મળે એટલે ડુંગર ઉપર બેસી રહે છે.

નાનાભાઈ ખાઈ-પીને ઊંઘી ગયો. રાત્રે સ્વપ્નું આવ્યું, 'તું તારાં જીવન માટે અહીંથી નીકળી જા,

તારી ભાભી તને ઘણું દુઃખ આપે છે. તું એક લાકડી લઈને નીકળી જા.' નાનોભાઈ ઊંઘમાંથી જાગી એક લાકડી લઈ ઘરેથી નીકળી ગયો. રસ્તામાં જતાં ગીત ગાવાનું મન થયું.

**ગીત**

ભેંસોને સારો જાણો જાજવો,
ડોરીયાને નાગરવેલ કોણે સે ગોવાળિયો રાગે તું,

એક ગામ જૂનો કુવો આવ્યો ત્યાં જઈને બેઠો. આ કૂવે એક છોકરી પાણી ભરવા આવી. આ સમયે ગીત ગાતો તે સાંભળી ઘરે જઈને પિતાને વાત કરી કે, 'બાપુ, બાપુ કૂવા પર એક છોકરો ખૂબ સારું ગીત ગાય છે. આવું ગીત મેં ક્યાંય સાંભળ્યું નથી. પુત્રી પિતાને કૂવે લઈ ગઈ અને છોકરાને ફરીથી ગીત ગવડાવ્યું.

**ગીત**

ભેંસોને સારો જાણો જાજવો,
ડોરીયાને નાગરવેલ
કોણે સે ગોવાળિયો રાગે તું

પિતા ગીત સાંભળીને ખુશ થયાં અને કહ્યું, 'વાહ છોકરા વાહ ! આવું ગીત મેં પહેલી વાર સાંભળ્યું.

ચાલ મારા  ઘરે રહેજો. ત્યારે છોકરાએ કહ્યું, 'ચાકર કહેતાં હોય તો રહીશ.' હા...મારે ઘરે ગાય-ભેંસ ચારવા જજો. છોકરાએ હા પાડી. બીજા દિવસે બોરવાળા ગૌચરમાં ગાય-ભેંસ ચારવા જાય ત્યારે છોકરી તેનું જમવાનું આપવા માટે જાય છે.

બીજા દિવસે ગોહરી બનીને ગાય, ભેંસો ચારવા ગામમાં રહીને નીકળ્યો. તે સમયે ગીત ગાય છેઃ

**ગીત**

ભેંસોને સારો જાણો જાજવો,
ડોરીયાને નાગરવેલ
કોણ સે ગોવાળિયો રાગે તું,

આ ગીત સાંભળી ગામની બધી ભેંસો-ગાયો દોરડા તોડીને ગોહરી પાછળ દોડી આવે છે. આવી રીતે દરરોજ ભેંસો ગાયો ચારવા જાય ત્યાં છોકરી રોટલા આપવા આવે. પિતાએ ગામની ભાગોળે છોકરીને ભાત આપવા જવું પડે અને ગોવાળને દરરોજ ઘરે આવવું પડે એટલા માટે નાનુ છાપરું બાંધી આપ્યું. ત્યાં ગોવાળ રહેવા લાગ્યો. એક દિવસે છોકરી ખાવાનું આપવા આવે ત્યારે ગોહરી ગીત ગાવાનું શરૂ કર્યું.

**ગીત**

વાય વાદળ ચળે બાલા મેગુલું મારૂ ઘરણ

વાય વાદળ ચળે બાલા મેગુલુ મારૂ ઘરણ
સોપળા ધારણ પડે બાલા મેગુલુ મારૂ ઘરણ
વાય વાદળ ચળે બાલા મેગુલુ મારૂ ઘરણ
વાય વાદળ ચળે બાલા મેગુલુ મારૂ ઘરણ
ગોહરી દરવાજો ઉગેળ ટાળ લાગે
ગોહરી દરવાજો ઉગેળ ટાળ લાગે
મારા રાણા દરવોજો ઉગેળ ટાળ લાગે
મારા રાણા દરવાજો ઉગેળ ટાળ લાગે

ગોહરીએ દરવાજો ખોલ્યો છોકરી અંદર આવી. બન્ને રહેવા લાગ્યાં હતાં. છોકરીનાં પિતા આવ્યાં અને કહ્યું કે, મેં તમને એક ગાય-ભેંસ આપી હતી તો આટલી બધી ક્યાંથી આવી ? દીકરીએ કહ્યું, ‘બાપુ આ આદિવાસીનું નસીબ છે. આ નસીબ આપણું આ ઘર  છે ! ત્યારે પિતાએ ગોહરીને છોકરી સોંપી. ત્યાં તેમને રહેવા માટે બાર માળનો બંગલો બાંધી આપ્યો.

એક દિવસે ફરતાં ફરતાં મોટાભાઈ ત્યાં આવી પહોંચ્યા નાના ભાઈએ તેમને ઓળખી લીધાં. પરંતુ, મોટાભાઈએ વાત કરી મારો નાનોભાઈ હતો ત્યારે મને ખાવાનું મળતું હતું. તે ઘણા સમયથી બહાર નીકળી ગયો હતો. તેથી મને ખાવાનું મળતું નથી. એટલે હું મજૂરી કરવા જવું છું. રસ્તામાં જતાં જતાં અંધારુ થયું એટલે હું રાત રોકાવા માટે આવ્યો છું. આવી વાત કરી. એટલે નાનાભાઈએ મોટાભાઈને કહ્યું,

'તારી સાથે કોણ છે ? તેને બોલાવો. બંન્ને ને ચા પીવા આપે ત્યારે ભાભીને તૂટેલી રકાબીમાં અને મોટાભાઈને વાટકીમાં આપી. ત્યારે મોટાભાઈ વાટકી પર નામ લખેલું વાંચી લીધું. મોટોભાઈ રડવા લાગ્યો, ચા પણ નથી પીધી. બંન્ને ભાઈઓ ભેટી પડ્યાં. આખું કુટુંબ સુખ શાંતિથી રહેવા લાગ્યું.

**(૬) ડોસાના પાંચ પુત્રો**

એક ડોસાને પાંચ પુત્રો હતાં. તેમાં એક સુથાર, કુંભાર, લુહાર, શિકારી, હુણગો એમા ચાર પુત્રોનાં લગ્ન થયેલાં. ચારેય ભાઈઓ પોત-પોતાનો ધંધો કરે. સુથાર લાકડાંમાંથી કમાણી કરીને ઘર કુટુંબ ચલાવે. કુંભાર માટીનાં માટલાં બનાવીને ઘર કુટુંબ ચલાવે. લુહાર દાંતરડા બનાવી, વેચીને ઘર કુટુંબ ચલાવે. હુણગો ખેતરમાં પડી ગયેલા અનાજનાં દાણાંને નાકથી સૂંઘી ને અનાજ ભેગું કરે ને પોતાનું પેટ ભરે. શિકારી શિકાર મળે તો ખાય, નહીં તો કંઈ ના મળે તો ભૂખ્યો રહે.

એક દિવસે પાંચેય ભાઈઓ શિકાર કરવા ગયા. આખો દિવસ જંગલમાં ફર્યાં પણ કંઈ જ મળ્યું નથી. પાંચેય ભાઈને ખૂબ તરસ લાગી તેથી સુથાર, કુંભાર, લુહાર, હુણગો એ ઘરે કામ કરતાં તો ધંધો થતો એમ બોલીને જતાં રહ્યાં.

શિકારી ઝાડ નીચે બેસી રહ્યો. બીજાં ભાઈઓને તો કંઈક ધંધો છે, મારે તો શિકાર એટલે શિકાર. નહીં કરું તો ખાવાનું મળે જ નહીં. આમ વિચારીને જંગલમાં શિકાર માટે ગયો. જંગલમાં જતાં જતાં ડુંગર

ઉપર રોજડી બેઠી હતી. શિકારીએ તીર ચડાવીને મારી નાખી. શિકારીએ એનું માંસ કાપી શેકીને ખાધું. એક અઠવાડિયા સુધી ડુંગર પર રોકાયો.

શિકારીને તરસ લાગી એટલે એક ઝાડ પર ચઢીને જુએ તો આકાશમાં સમડી ફરતી જોઈ. ઝાડ ઉપરથી નીચે ઉતરીને સમડી ફરે એટલે ઘર હશે, મરઘાં હશે એવું વિચારીને ગયો ત્યાં એક ઘરે છોકરી હતી. તેની પાસે પાણી માગીને પીધું. છોકરીને પૂછ્યું, 'તમારાં ઘરનાં કયાં ગયાં ?' છોકરીએ કહ્યું, મારા પિતા મરી ગયેલા, મારી મા છે. મારી મા આજુબાજુનાં માણસોમાં રહેવા દેતી નથી. તે માણસોને મારી મા ખાય છે. તું પણ અહિયાથી ચાલ્યો જા. નહીં તો તને પણ મારી નાખશે. આવું છોકરી કહ્યું. ત્યારે શિકારીએ છોકરી પાસે તપેલી માગી. એ લઈ જંગલમાં ગયો. આવી રીતે દરરોજ શિકાર લઈને છોકરા પાસે આવતો. તે રોજ રાંધીને બંન્ને ખાતાં હતાં. એક દિવસે છોકરીને પુછ્યું, તારી માનો જીવ ક્યાં છે? એ પૂછીને મને કહેજે. છોકરીએ મા ને પુછ્યુ, 'મા તારો જીવ કયાં છે?' મા એ કહ્યું, 'બેટા, મારો જીવ સાત દરિયાનાં પાતાળના કિનારા પર પીપળાનાં ઝાડ પર સોનાનું પીંજરું છે ત્યાં છે. આ વાત સાંભળી છોકરીએ શિકારીને કહી.

શિકારીએ છોકરીની વાત સાંભળી ઘરેથી સાત દરિયાના કિનારે જઈ દેડકાભાઈને કહ્યું, દેડકાભાઈ મને તારી પેઠી પર બેસાડી સાત દરિયાના કિનારે લઈ જા. ત્યારે દેડકાભાઈ પોતાની પેઠી પર બેસાડી મગરભાઈને ત્યાં લઈ જાય અને મગર ભાઈને કહે છે, 'આ શિકારભાઈને તારી પીઠ પર બેસાડીને સાત દરિયાના કિનારે લઈ જા.' મગર દરિયાના કિનારે લઈ ગયો. શિકારી પીપળાના ઝાડ ઉપર ચઢ્યો ત્યારે

છોકરીની મા ને તાવ આવ્યો. તે પોપટની એક પાંખ ભાંગી નાખી એટલે છોકરીની મા નો હાથ ભાંગી ગયો. એક પગ પોપટનો ભાગી નાંખ્યો એટલે છોકરીના મા નો એક પગ ભાંગી ગયો. પોપટની નાડ તોડીને સમડીને નાખી તો છોકરીની મા મરી ગઈ. એટલે શિકારી સાત દરિયાનાં કિનારેથી ઘરે આવતો રહ્યો અને છોકરી અને શિકારી સુખ શાંતિથી રહેવા લાગ્યાં.

**ઉખાણાં**

ડુંગરાભીલી ભાષાના ઉખાંણા નીચે પ્રમાણે જોવા મળે છે. જેવાં કે, કલા, વૃક્ષ, શરીર, ખેતી, પહેરવેશ, શિકાર, જીવજંતુ, પ્રાણી, ખોરાક, અનાજ, સંગીત, ફૂલ-છોડ, યંત્ર, પશુ-પક્ષી, વ્યકિતઓ, શાકભાજી, સમય, ઘરવખરી ચીજવસ્તુઓ વગેરે જોવા મળે છે.

| | |
|---|---|
| ડું. ફૂયો પેએ મામુ | - હૂટો |
| ગુ. ફોઈ પર મામો | - વળી |
| ડું. કાલી કુતી લકતક તીન મુંડે દોહ ગુડા | - ઓલે, મુંડે, ગુડા |
| ગુ. | -હળ, માથુ, પગ |
| ડું. બાર બરુટીયા ચાર શીરુટીયા બે તુવેરના દાણા | - કુતરા બાર |

| | |
|---|---|
| ગુ. કૂતરાના બાર આચળ, ગાયના ચાર, બકરીના બે | -તુવરના દાણા |
| ડું. એકા ડોળેઅં થુળી ચાર કાલ્લે | - પાડાઆ આશલ્યા |
| ગુ. એક પથ્થર નીચે ચાર માછલી | - ભેંસના આચળ |
| ડું. એકા દાદા રાતી રાતી ટૂંડી | - રાતો મીરસો |
| ગુ. એક ભાઈની લાલ-લાલ લોળી | - લાલ મરચું |
| ડું. પુઈન્યો બુળધ્યોઓ મુંગો નાયે જોળે | - ઈંડો |
| ગુ. બરેલી મહુડીનું કાળુ નહિ મળે | - ઈંડું |
| ડું. કાલશ્યા સિવાયોઓ નીન્નૌ ટૂંપી | - તાળોઓ ગેંડે |
| ગુ. કાળા સિપાઈઓની લીલી ટોપી | -તાડના પાદડા |
| ડું. એક દાદા ગોલેજ આડે | - તાળોઓ ગેંદરે |
| ગુ. એક ભાઈના ગળામાં આંડિયા | - તાડના ગીલરા |
| ડું. હોની ગોઈ આય આવીઈ | - નજરે |
| ગુ. પેલી ગઈ પાછી આવી | - નજર |
| ડું. આવતા જાતા ભળક | - બાચ્ચો |
| ગુ. આવતા જતા બંધ | - દરવાજો |
| ડું. એક દાદાઆ બાર બોઓળા | - કુલો |

ગુ. એક ભાઈના બાર બેડા - કોળું
ડું. કાલશ્યુ ગુદુ માહુ નાઈવાલાયે તાહુ નાઈ વાલાયે - બોનખો
ગુ. કાળો બળદ તમારાથી ના વળે અને મારાથી પણ ની વળે - બંદુક
ડું. હોન્યો ટેકચ્યો પીંડાઆ ગુસલી નુળે - હોહો
ગુ. પેલી ટેકરી પર ભીંડીની ગુસળી ગબડે - સસલું
ડું. ડોગરે બુકળે ઉળીત કાઢો કાગ્નુ ઉખીળુ દુવીત ખામે - મોદે
ગુ. ગાય, ભેસ, બકરી હાકી કાઢુ, ખાલી ગમાણ ધોહીને ખમ - મધ
ડુ. ચાલ વાંકળી ખેતર જીયે - હાંથળો
ગુ. ચાલ દાતરડી ખેતર જઈએ -દાતરડું
ડું. પાકનાહા ખાયું ગોયનું તાહ વાંકના ટોસે - બુરો
ગુ. પાકાને ખઈ જવ ત્યારે વાંકો ટોંકે - બોરનો કાંટો
ડું. કોઓ આવે તાહ કોઓહ પાલતુ જે આવે, ડુંગેએ જાયતાહ દુગોહ પાલતુ જાયે - કુવાળી
ગુ. ઘર આવે ત્યારે ઘરને જોતો આવે અને ડુંગર આવે ત્યારે ડુંગરનો જોતો આવે- કુહાડી
ડું. તુલદો બોયાઆ આર-પાર ડુંસા - ખપળો
ગુ. તુલક્દા ભાઈના જેમ તેમ કાંણા - દીવાલ
ડું. આગેએ ટોટા ગામે પાસે વીંયાગામે - કુંકળાઆ પીંચ્છે

ગુ. આગળ ટોટા ગામ પાછળ વીયાગામ - મરઘીનાં બચ્ચાં
ડું. પુજીન્યો કુંકળ્યોઓ મુડોમે જીવે - જીજવો ખોળે
ગુ. શેકેલી મરઘીના માથામાં જીવ - ઘાસ
ડું. ઉસો પાજરુ નીચો ઈંડ - મુઅળે
ગુ. ઉપર માળો નીચે ઈંડા - મહુડાના ફૂલ
ડું. આડી માએ બારી આવીતે માહ કોએ - વાહણાઆ બોદે
ગુ. ડુંગરમાં મારે કોતરમાં માસ કરે - ભીંડીના બંધ
ડું. હુયોઓ એવડું વેનું ખોલાઆ એવડોહ ફૂન - જાલ
ગુ. સોય જેટલો વેલો ખડા જેટલું ફૂલ - માછલી પકડવાની જાડ
ડું. રાતન્યો કુંકળ્યોઆ બોગનો માહ - નોલ્યો
ગુ. લાલ મરઘીનું સફેદ માસ - નાળિયેર
ડું. ઉન્ડયો ડુસરયોઓમે ગાડો દુધે - કપાહ
ગુ. ઉડા ઘડામાં દૂધ - કપાસ
ડું. આખ્યો ઓવાલ્યોઓ ડુંસા પે એકયો ઓવાલ્યોઓ ડુંસા નાયે - ઈંડો
ગુ. આખી હવેલીના કાળા પણ એક હવેલીના કાળા નથી - ઈંડું
ડું. બારખ્યા ગુદાઆ બાર નાથી - ટૂંને

ગુ. એક ઢોલના બાર દોરડા - ઢોલ
ડું. એક દાદુ ખેતે ઠાકુ ઠાકુ જાતનું ખળખળ કોઅતનું ઓનો ઠાકુ ઠાકુ આવતનું - ઓલે
ગુ. એક ભાઈ ખેતર શાણો શાણો જાય ખડખડ કરે અને શાણો શાણો આવે - હળ
ડું. આખા સોળોઓ રુધ વોલે પે એકા સાળોઓ રુધ નાયે વોલે - વાહણો
ગુ. આખા ઝાડનો રૂધ વળે પણ એક ઝાડનો રૂધ ન વળે - વાંસ
ડું. આખુ દર્યું આટા જાય યે દર્યા ટીડળી નાયે મોએ - દીવું
ગુ. આખો દરિયો સુકાઈ જાય પણ દરિયાની વાટ ન સુકાય -દીવો
ડું. એક દાદુ રાજાહા રોળાવે - મીરસું-મરચું
ગુ. એક ભાઈ રાજાને રડાવે - મરચું
ડું.આખે સાળે આઅળં પેએ એક સાળ નાયે આઅળે - કેલો
ગુ. આખા ઝાડ બોલે પણ એક ઝાન નહિ બોલે - કેળું
ડું. વેલજી ફૂલજી ઓને દુંસકું - સીમળો
ગુ. વેલો અને ફૂલ અને ડુસકું - ચીભડું
ડું. બોગન્યો કુકળ્યોઓ એકુજ આડે - નોહણો
ગુ. સફેદ મરઘીનું એક જ હાડકું - લસણ
ડું. બોગના કુવામેં ખૂભુ પુઈતે પાઈ - નોલ્યો

ગુ. સફેદ કૂવામાં ખોબો ભરી પાણી - નાળિયેરનું પાણી

ડું.આયતુ પાઈહુ હાતાતે પોહ વીંદતનું - કાંટૂ

ગુ. નાનો ભાઈ સંતાઈને વિંધે - કાંટો

ડું. બારી-બારી કુલ્યો ગાંડે હેકતો ઈડે - ફાટી

ગુ. કોતરે કોતરે શિયાળ ગાડ સેકે - દારૂ ગાળવાની ભઠ્ઠી

ડું. માટલી ભરીને બાજરી વાવે - જુવાર

ડું. આખુ જંગલ બોલી જાયે પેએ બાબાઆ કુસટૂ નાયે બોલે - વાટે

ગુ. આખુ જંગલ બળી જાય પણ એક દાદાનો કસોટો નહિ બળે - વાટ

ડું. એકા દાદા હા ઠકતીજ વડું કએ - ખપેડો

ગુ. એક ભાઈને મારી મારી મોટો કરે -ખપેડો

- પેન્નું આવીનું વેલજી બાબુ પોહઓ આવીનું ફૂલજી બાબુ તાહરુઉ આવીનું ટાનગું બાબુ - કુલો

-હલ્લો હોટો સીંડે ફોફરી - સોય

-ઉચે પતરા નીચે ઈંડા - મહુડો/મોહુડો

-આલ્યામાં ગોપાલ્યા રમે - જીભ

-બેહતી તીન પગે ચાલે બહે તે અગિયાર પગે - બળગ ગાડું

| | |
|---|---|
| -ઉઠી ઉઠીને આંતળા ગોવાળે | - પાઘડી |
| -પેલે સાંધે આ સાંધે બે ભાઈ ભેગાય નહીં | - આંખો |
| -નાનો હોય ત્યારે ચડ્ડી પહેરે અને મફોટો હોય ત્યારે ઉઘાડો હોય | - વાંસ |
| -એક બયાર ડેબાલી | - ધંધોડી |
| -કાલી રાહ માલુ મે પૂંગી જાય | - હારિયા (વખાર) |
| -નવલી રાહ બટાબટ તૂટે | - સંડાસ |
| -આખા હાટમાં રૂપાળું કોણ | - હળદર |
| -આગળ મડદું જાય ને પાછળ બેટાં ઘૂંઘરા વગાડતાં જાય | - સણ |
| -પેલીમાં ને એલી પાહ પોલકું | - મહુડા ફૂલ |
| -ત્રણ ભાઈ દોડી દોડીને થાકી જાય | - પંખો |
| - હુ કાળી છુ કાળી છુ લાલ પાણી પીવું છું | - જુવ |
| - એક પથ્થર નીચે ચાર ડુકલીયા | - ગાય, ભેંસના આંચળ |
| - ગણી ગણી ને થાકી જવાય પણ ગણાય નહીં | - વાડળ |
| - અડતી સ્ત્રી ઘોડ ગાગરે | - ઘંટી |
| - આખા જંગલ ચરી જ પણ પેટના ભારા | - બકરી |
| - ઉભી નદીયે વાળીયાની વરાત જાય | - દેડકાં |

| | |
|---|---|
| - ખૂબ ખૂબ ખાવુ પણ પેટના ભારાય | - ખારૂં મીઠું |
| - મોટાને નાના રડવે | -મરચું |
| - ઘેરમાંથી ધુનતી ધુનતી બાહર આવું | -બાહરી |
| - ચણ પાદે | -મમરા ઉડે જાય |
| - લીલીયો બળદ ધરવા દે પણ બેહવા ન દે | -થોરિયો |
| - કોતડે કોતડે ગોલિયો ગાત સેકે | -ભટ્ટી |
| - ઊઘડું ડોસુ બે વાટ પાડે | - ગાડું |
| - પેલી જાય અને આ બાળી | -નજર |
| - નાની સાબડીમાં બળ બળ કરે | -ઢેબરાં |
| - આવેલી નદીમાં ભળવો ધૂણે | -શીલાની હોટી |
| - ઉપર માળો નીચે ઇંડા | -મહુડાનાં ફૂલ |
| - સફેદ મરઘીનું એકજ હાડકુ | -લસણ |
| - ફોય પર મામો | -વળી |
| - કાળા સિપાઇની લીલી ટૂપી | -તાડ, ઘેળા |
| - એક ભાઇના ગળામાં આંક | -તાડના ગીલૂડાં |
| - એક ભાઇની લાલ સોળી | -મરચું |

| | |
|---|---|
| - એક બળદના બાર નાથી | -ઢોલ |
| - એક પથ્થર નીચે ચાર માછલી | -આંચળ |
| - એક ભાઇના બાર બયળા | - કુળુ |
| - હોની ગઇ આઇ આવી | - નજર |
| - વેલજી, ફુલજી અને ડુસકુ | - ચીભડુ |
| - નાનો ભાઇ સંતાઇને વીંદે | - કાંટો |
| - અંધારી રાતે ઢોસી પથ્થર ગગળાવે | - મેગ ગર્જના |
| - ઢીસણ જેટલી ગાય નીર જેટલુ ખાય | - ઘંટી |
| - ધોળા કુવામાં ખૂબો ભરી પાણી | - નાળિયર |
| - ઢસક ઢોલકી બન્ને બાજુ પોલકી | - મોવડાનું ફુલ |
| - ડુંગર ઉપર દીવો સળગે આંખી દરિયા ગાજે છે | - હોંકો |
| - ઘરમા ંબળદ અને બહાર દોરડુ | - સીલબુ(ખુતુ) |
| - અહી વેલો ઉગે દુનિયામાં સરકી જાય છે | - રસ્તો |
| - રાજાના મંદિરમાં સો રાણી | - પપૈયું |
| - ઠલગુ ફુકી દે અને આખુ ગામ ભેગુ થઇ જાય | - ઢોલ વગાડે તે |

- મોઢા મોરનો બુકડો હથોડીયા ગામમાં ખરીદી થઇ અને નખોડીયા ગામમાં જઇને મારે છે

-માથાની જૂ

- લીલી ટોપી અને લીલી લાકડી લીલુ શર્ટ અને ગંગા બજાર જાય છે-રીંગણ
- ગણ્યા ગણાય નહિ વિણ્યા વિણાય નહીં - તારા
- વન વગડામાં ડોસી દાંત કાઢે - કપાસ
- ઘમ્ઘર ગંધરો - ઘંટી
- એક છોકરો ખાતો નથી પીતો નથી તેવોને તેવો રહે છે - પથ્થર
- એક છોકરો ગરમ હોય કે ઠંડો હોય મારે અંદર કુદી પડવુ છે - ચમચી
- એવુ કયુ પ્રાણી છે. જે ઊંટની જેમ બેસે છે હરણની જેમ ચાલે છે તેને નથી પ્રનવી કે નથી વાળ તે શું -દેડકો
- ખપડો ઠકે તો કબૂતરો લેગા થઇ જાય છે - ડોલ
- એક છોકરો રાત દિવસ ટીપ ટીપ એકી કરે છે - પાણી
- એક ખેરમાં બે રોટલા - સૂર્ય અને ચંદ્ર
- ઊનું સુનું રેલે સેલે - ઊનાળ, શિયાળ
- પેલી જાય છે અને પાસી આવે છે - નજર
- નાનો ભાઇ સંતાઇને વીંદે - કાંટો
- વડના કુસામાં ચાર ઇંડા - ગાયના આંચળ

- બધા ઝાડનો રોધ વળે પણ એક ઝાડનો રોધ નથી વળતો- વાંસ
- આવતા જતા વાળક - બારણું
- એક લાકડી વગાડીને માણસો ભેગા કરૂ - ઢોલ વગાડવુ
- એક દાદાના ગળે ઓડ - ગીલુણું
- એક જનાવર ઠંડુના જાણે ગરમના જાણે કુદી પડે - ચાટવો
- એક દાદાને મારી મારીને મોટો કરે - ખપળો
- કાળા પોલીસની લીલી ટોપી - તાડ
- ચાલીસ ગેરીયાનો એક પગ - ઠોરીયું
- એક દાદા સવારે નીકળે એટલે સાંજે આવીને સૂઇ જાય - લાકડી
- એક ડોહાના બાર વાંહા - કોળું
- લાલ માટલુ કાળુ ઢાકણુ - સોણઠી/ચણોઠી
- કાળા પોલીસની લીલી ટોપી -તાડના પાન
- કાળો છે પણ કાગ નહીં લાંબો છે પણ સાપ નહી તેલ ચઢે પણ અનુમાન નહી-ચોટલો
- કાળા ખેતરમાં રહું છું લાલ દૂધ પીઉ છું -જૂ
- કાળો છે પણ કાગ નહીં
  દરમાં પેસે પણ નાગ નહીં

ઝાડપર ચઢે પણ વાનર નહીં
છ પગ છે પણ પતંગીયુ નહીં - મંકોડો

- લાકડાની પુછડી અને લોઢાની ચાંચ,
સાંજ સુધી રમે ત્યાં ઇંડા મુકે પાંચ - રેંટિયો

- કાળુડી રે કાળુડી કાળા દરબારમાં રહેનારી
લાલ પાણી પીનારી સરકારને જવાબ દેનારી - તલવાર

- એક ગોળી એવી જે પોચી પોચી પટ
વેલા ઉપર થાય તેને લોકો ખાય ઝટ - દ્રાક્ષ

- એક થડ બાર ડાળી ત્રણસો પાંસેઠ પાન છેલ્લા પાને છોકરીનું નામ તે શું -વર્ષ, મહિના, દિવસ અને દીવાળી

- બે સુંદર છોકરા બન્ને એક રંગના
એક ખોવાયજાય બીજો નહીં કામનો - ચંપલ

- વગર પવને ડુંગર ડોલે તે શું? - આંખના પાંપણા

**નાટ્યવેશો :**

ડુંગરાભીલ સમાજમાં 'હોળી' મુખ્ય તહેવાર છે. તેનું ખૂબ મહત્વ છે. વર્ષ દરમિયાન કેટલાક ભાઈઓ, હોળી માતાની ચૂલ દેવી (અગ્નિ-અંગારા) માં ચાલવાની માનતા રાખે છે. તેમાં ખાસ કરીને કોઈ યુવાનનાં લગ્ન ન થતા હોય, કોઈ વ્યકિત વધારે બિમાર રહેતો હોય, કોઈના ઘરમાં પશુઓ બિમાર રહેતા હોય આવા પ્રકારની મુશ્કેલી પડતી હોય તે વ્યકિત હોળીમાં ચૂલદેવીની માનતા લે છે. તે માનતામાં ઘેરૈયાવેશ/ઘેરાણીવેશ લેવાની માનતા હોય છે.

ઘણા લોકો ઘરની બાધા પણ રાખતા હોય છે. હોળીની રાખ શરીરે લગાડી ઘેરૈયો બને છે. જે પાંચ દિવસ સુધી પોતાનાં ઘરે જમતાં નથી. અમુક ચોક્કસ નિયમોનું પાલન ઘેરૈયા બનનાર પાળે છે. તેઓ અલગ-અલગ વેશ ધારણ કરે છે.

**ઘેરૈયાનો વેશ :**

આ વેશ એક વિશિષ્ટ પ્રકારનો હોય છે. ઘેરૈયા બનનાર શરીરે હોળીની રાખ (રાખોડો) લગાવે છે. તેનું શરીર ઉઘાડું રાખે છે એટલે કે શર્ટ પહેરતો નથી, તે ધોતિયુ કે પેન્ટ પહેરે છે. કમરે ઘૂઘરાં બાંધે જેવા કે, બળદનાં ઘૂઘરાં, સુકાય ગયેલા ગલકા, તુંબડી (ડોયલી) બાંધે છે. પગે પણ ઘુઘરા બાંધે છે. માથે તાડનું 'ઝીણ' જાળીનો ટોપો બનાવી તેમાં મોરપીંછ લગાવી બાંધે છે. જેમાં આંબાનાં પાન, લીમડાનાં પાન પણ બાંધવામાં આવે છે.

મોં અને શરીરના ઉઘાડા ભાગ પર સફેંદ માટીથી ટપકાં (છૂદણાં) પાડે છે. ગાલના ભાગ પર નાના-નાના ટપકાં પાડે છે. પીઠ, છાતીના ભાગે, હાથે અને પગે મોટા ગોળ સફેદ ટપકાં પાડે છે. ગળામાં ભોંયરીંગણીની માળા પહેરે છે. જાત-જાતના ઊનના રંગીન ફૂમતાં પણ બાંધે છે. હાથમાં તીર-કમાનમાં ધકોડો (તીર જેવું) સાથે રાખે છે.

ઘેરૈયા બનનાર જુદાં-જુદાં વેશ ધારણ કરે છે. તેમાં કોઈ નાગરિયો વેશ લે છે. ફાટેલો પેન્ટ પહેરીને આખા શરીર પર કાળી મેંશ લગાવી, હાથમાં લાકડું લઈ, કેડે ઘૂઘરાં, જુદાં-જુદાં ફૂમતાં બાંધી કેટલાક હાથમાં તીર કામઠું રાખે છે અને મેળાઓમાં નાચતાં અને ગેર ઉઘરાવતાં હોય છે.

**ઘેરાણીવેશ :**

ઘેરાણીવેશ ધારણ કરનાર એ હોળી માતાનું રૂપ હોય છે એટલે તે પુરૂષ સ્ત્રીનાં કપડાં પહેરે છે. તે મોં પર કાળી મેશ, કપાળે તિલક કરી, ગળામાં કાગળનાં ફૂમતાંનો હાર બનાવી પહેરે છે, તેમજ મોતીની છોટિયા (માળા) પહેરે છે. પગ, હાથમાં નાનાં ઘૂઘરાં બાંધે છે. એક હાથમાં સૂપડું અને બીજા હાથમાં લાકડાનો ચાટવો રાખે છે. ગામમાં તથા નજીકનાં ગામોમાં પાંચ દિવસ સુધી ઘરે ઘરે ફરી અનાજની ઉઘરાણી કરે છે. છેલ્લા દિવસે માનતા છૂટી ગયા પછી ઉઘરાણીના અનાજનું રસોડું તૈયાર કરી બધાંને જમાડે છે.

ઘેરૈયો, ઘેરાણી પોતાનો મૂળ અવાજ બદલીને બોલતો હોય છે. લોક સાથે મનોરંજન કરે છે. તેમાં

તેઓ પાંચ દિવસ સુધીનો ઉપવાસ પણ રાખે છે. કવાંટ-નસવાડીમાં ત્રીજ-પાંચમના ગેર-મેળા થતાં હોય છે. તે ખૂબ જ પ્રખ્યાત છે. આ ગેર-મેળામાં મોટો ઢોલ, નાનો ઢોલ, થાળી, પેહા, વાંસળી જેવા વાંજિત્રો વગાડવામાં આવે છે. ઘેરૈયા બનનાર હાથમાં કરતાલ રાખે છે. કેટલાક બળદને ગળે બાંધવાના ઘૂઘરાંના પટ્ટાને હાથમાં રાખી તાલ પ્રમાણે વગાડે છે. આ ગેર-મેળામાં અલગ-અલગ ગામની ઘેરૈયાઓની ટોળી (ટુકડી) નૃત્ય કરતાં કરતાં આવે છે. મેળાનાં બીજા દિવસોમાં આખાં ગામમાં આ ટુકડી ગેર ઉઘરાવતી જાય અને નૃત્ય કરતા જઈને ફરે છે. તેમાં વર્તુળની વચ્ચે વાંજિત્રો વગાડનાર રહે છે. તેની આજુ-બાજુ ઘેરૈયાઓ નૃત્ય કરતાં હોય છે. જયારે, ચાલતાં ચાલતાં નૃત્ય કરતાં હોય તેમાં સ્ત્રીઓ પણ એક સાંકળની જેમ ખભા પર હાથ મૂકીને નૃત્ય કરે છે.

ઘેરૈયા વર્તુળાકારે ફરતા નૃત્ય કરે છે. વાંજિત્રોનાં તાલે બે ડગલાં આગળ ચાલે પછી ડાબા પગે ઠેક લઈ ફરીથી બે ડગલાં થોડાક ત્રાંસા આગળ ચાલે ને જમણાં પગે ઠેક લઈ ખૂબ જ નજીકથી કમરને એક સાથે ઘુમાવે છે. જેનાથી કમરે બાંધેલાં ઘૂઘરાંનો રણકાર એક સાથે જ સંભળાય છે.

આમ, ડુંગરાભીલ સમાજમાં ઘેરૈયા-ઘેરાણી, નાગરિયો, ઘેરૈયો જેવા મેળાઓમાં વેશ ધારણ કરીને માનતામાંથી છૂટે છે.

**બંગાળીવેશ :**

બંગાળીવેશ મૃત્યુ પ્રસંગે કરે છે. કોઈ સ્ત્રી કે પુરુષનું મૃત્યુ થયું હોય અને તેની બારમા (બારમા દિવસે

કરવામાં આવતી)ની વિધિમાં બંગાળીવેશ ધારણ કરે છે. બંગાળી એટલે તેમાં ખાસ બંગાળી સ્ત્રીની ઓઢણી (સાડલો) હોય છે.

આ વિધિમાં આંગણામાં દારૂ ભરીને ઘડો (માટલું) દાટે છે. જે કોઈને ખબર ન પડે તે રીતે વિધિ કરનાર જમીનમાં દાટી દે છે. તેમાં ફળિયાનો એક પુરૂષ હાથમાં ધારિયું કે કોદાળી લઈને ઊભો રહે છે. તે પુરૂષ સ્ત્રીનો વેશ ધારણ કરી માથે વાંસના ટોપલામાં પૂજા વિધિની સામગ્રી રાખે છે. તેની ચારેય બાજુ ચાર પુરૂષો બંગાળી ઓઢણી તેની ઉપર પકડે છે. તેમાં ખાસ કરીને માંદળ, થાળી, નાનો ઢોલ, શરણાઈ, નગારી વગાડે છે. તે સમયે બંગાળી ઓઢણીની વચ્ચે ઊભો રહેનાર નૃત્ય કરતો જાય અને આખા આંગણામાં નૃત્ય કરતો કરતો પેલા જમીનમાં દાટેલાં ઘડાને શોધે છે. ઘડો મળી ગયા પછી ઘડાને ખોદીને બહાર કાઢે છે. તે જગ્યાએ મરનાર સ્ત્રી કે પુરૂષની વિધિ કરે છે.

આમ, બંગાળી વેશ બારમાનાં દિવસે સગાં-વહાલાં તથા ગામનાં ભેગાં મળીને કરે છે. તેમાં બંગાળી ઓઢણીનું મહત્વ રહેલું છે. ખાસ કરીને ડુંગરાભીલોમાં જ આ બંગાળીવેશ કરવામાં આવે છે.

**સંદર્ભ :**

(૧) ડુગેએ થી ડુંગર,
પ્રકાશક : શ્રમિક વિકાસ સંસ્થાન અંત્યોદય ભવન, રાવપુરા વડોદરા.
આવૃત્તિ : મે, ૨૦૦૬

(૨) પીપલ્સ લિંગ્વિસ્ટીક સર્વે ઓફ ઈન્ડિયા-ગુજરાત
પ્રકાશક : પૂર્વપ્રકાશ વડોદરા
૨૦૧૨

**માહિતી દાતા :**

ભીલ ટકરીયાભાઈ નાયકાભાઈ. ઉંમરઃ ૫૨ વર્ષ
ભીલ ગુલસીંગભાઈ અજમાભાઈ, ઉંમરઃ ૪૦ વર્ષ
ભીલ પ્રવીણભાઈ ટકરીયાભાઈ, ઉંમર : ૩૦ વર્ષ
ભીલ ગોરધનભાઈ બીડાભાઈ, ઉંમરઃ ૨૫ વર્ષ
મુ : કોટબી
પોઃ કડીપાણી
તા : કવાંટ
જિ : વડોદરા
તા ૧૭-૭-૨૦૧૨, સમય : બપોરે : ૨ કલાકે
ભીલ રવિશભાઈ એસ. ઉંમર :૩૦ વર્ષ
મુ : મોટી ઝડુલી

તા : કવાંટ
જિ : વડોદરા
તા. ૧૮-૭-૨૦૧૨, સમય : બપોરે ૩ કલાકે
ડુંગરાભીલ છીતલાભાઈ ઉતરાણીયાભાઈ, ઉંમર : ૯૩ વર્ષ
ડુંગરાભીલ શનીયાભાઈ ગણીયાભાઈ, ઉંમર : ૪૦ વર્ષ
મુ : દુગ્ધા
તા : નસવાડી
જિ : વડોદરા
તા.૨૪-૭-૨૦૧૨, સમય : ૩-૦૦ કલાકે
ડુંગરાભીલ કનુભાઈ દુલજીભાઈ, ઉંમર : ૩૫ વર્ષ
મુઃ કાટિયાબાર
તાઃ નસવાડી
જિ : વડોદરા
તા : ૨૯-૬-૨૦૧૨, સમયઃ બપોરે ૧-૦૦ કલાકે
ડુંગરાભીલ સોમાભાઈ ગોવાળભાઈ, ઉંમર : ૨૮ વર્ષ
મુ : ધારસીમેલ

પો : દુગ્ધા

તા : નસવાડી

જિ: વડોદરા

તા. ૧-૭-૨૦૧૨, સમય : બપોરે ૨-૩૦ કલાકે

ડુંગરાભીલ રાયસીંગભાઈ શાનીયાભાઈ, ઉંમર : ૨૫ વર્ષ

મુ: કડધા

તા : નસવાડી

જિ : વડોદરા

તા. ૩-૭-૨૦૧૨, સમય : બપોરે ૧-૦૦ કલાકે

ડુંગરાભીલ ટેવાભાઈ જમલભાઈ, ઉંમર : ૬૦ વર્ષ

ડુંગરાભીલ શંકરભાઈ મુવાસીયાભાઈ, ઉંમર : ૪૫ વર્ષ

ડુંગરાભીલ ચવદિયાભાઈ શંકરભાઈ, ઉંમર : ૨૨ વર્ષ

મુ : દામણિયાઆંબા

પો : દુગ્ધા

તા : નસવાડી

જિ : વડોદરા

તા. ૨૪-૭-૨૦૧૨, સમયઃ સવારે ૧૧ કલાકે
ડુંગરાભીલ હીરાભાઈ ડી, ઉંમર : ૩૦ વર્ષ
મુ : કેવડી
તા : નસવાડી
જિ : વડોદરા
તા. ૫-૮-૨૦૧૨, સમય : બપોરે ૨-૦૦ વાગ્યે.
ડુંગરાભીલ સંગીતાબેન ઓકરિયાભાઈ, ઉંમર : ૨૫
ગામ : કડધા
તા : નસવાડી
જિ : વડોદરા
દિનેશભાઈ નાયકાભાઈ ડુંગરાભીલ, ૨. રામજીભાઈ થાવરીયાભાઈ ડુંગરાભીલ, ગામ : માણકા ગોંદરિયા, તા. કવાંટ, જિ. વડોદરા, તા. ૧૧-૪-૨૦૧૧.)
ભીલ દિલીપભાઈ દિવાલીયાભાઈ, ગામ : ખડલા, તા. કવાંટ, જિ. વડોદરા.તા. ૨૩-૯-૨૦૧૦)
ડુંગરાભીલ સેનીયાભાઈ જાડાભાઈ, ઉંમર : ૪૦
મુ.પો.દુગ્ધા
તા. નસવાડી

